શ્રી ગોકુલેશો વિજયતે
શ્રી વલ્લભો જયંતિ

# શ્રી ગોકુલેશજીના
## એકસો બાસેઠ
## ભગવદીઓના પ્રસંગો



સંપાદક અને પ્રકાશક :
**શાહ ચંદુલાલ હરીવલ્લભદાસ ઉમરેઠવાલા**
શ્રીમદ્ ગોકુલ નિવાસી
ઠે. રતન ચોક, મુ. ગોકુલ
(જીલ્લા–મથુરા) યુ. પી.

# ભાગ—પહેલો

## ચોરાસી ભગવદીઓનાં પ્રસંગો

## અ નુ ક્ર મ ણિ કા

ભાગ – ૧

★



શ્રી વલ્લભોજ્યતિ

સંવત ૧૬૯૭ માહ વદી ૯ શ્રી ગોકુલેશજી પોતે નિજધામ પધાર્યા ત્યારે તેમની સાથે જે ભગવદીઓએ સહગમન કર્યું તેમની નામાવલી.

## ભાગ—૨

### ઇકોતેર ભગવદીઓના પ્રસંગો
### પ્રથમ માધવદાસ કૃત નામાવલી

## અનુક્રમણિકા

★

# શ્રી ગોકુલેશજીના ચોરાશી ભગવદીઓના પ્રસંગો

## ભાગ–૧

**પ્રસંગ ૧** — **રામજી શાહ**
**ગામ–ભરૂચ**
**જ્ઞાતે–વણિક**

આ રામજી શાહ ભરૂચના શ્રી ગુંસાઈજીના સેવક અને અગ્રગણ્ય પ્રતિષ્ઠિત અને ધનાઢ્ય હતા. એહો ઘરે સ્વરૂપ સેવા મુરલીધરજી ઉર્ફે વ્રજનાથજીની શ્રી ગુંસાઈજીએ પધરાવેલ તે સેવા ભાવપૂર્વક તનમયતાથી કરતા હતા. સેવામાં તલ્લીન હતાં. એહોથી સાક્ષાત સાનુભાવ આપતા અને પ્રત્યક્ષ આરોગતા હતા. જ્યારે શ્રી ગોકુલનાથજી સંવત ૧૬૪૧ માં ગુજરાત પધાર્યા ત્યારે એહો ઘરે ત્રણ દિવસ બીરાજ્યા ત્યારે તેમનો ભાવ જોઈ પોતે પ્રસન્ન થઇ સ્વઅભિલસીત મનોરથ પુરવા પોતાના ચરણાર્વિંદની રસરૂપ પધરાવી આપ્યા અને સ્વરૂપસેવા કરવા ના પાડી ત્યારે રામજી શાહ કહે આ સ્વરૂપ સાક્ષાત પ્રત્યક્ષ બોલે છે અને આરોગે છે ત્યારે શ્રી ગોકુલેશજીએ કહ્યું યા સેવાકો ફલ હે સો મે દેત હું ત્યારે કહ્યું આ સેવાકો કેસે કરનો ત્યારે શ્રીજી કહે હમ ગોકુલ જાય તબ હમારે ઘરે પધરાવશો અને તબ તક યા સેવાકો એક બાજુ પધરાય કે સુબે, સ્યામ, દુધનો કટોરો ભોગ ધરવો સો સાક્ષાત પ્રત્યક્ષ આરોગતા અને ખાલી કટોરો મૂકતા આ પ્રમાણે તે કરતા

હતા. અને શ્રી ચરણારવિંદની સેવા કરતા. તે હજી પર્યન્ત વહાં બીરાજત હૈ અને તે સ્વરૂપ સેવા શ્રીમદ ગોકુલ મંદીરમાં પધરાવી તે સેવા અદ્યાપિ પર્યન્ત ગોકુલનાથજી મંદીરમાં એક તરફ પેટીમાં બીરાજે છે અને બારે મહિનામાં એક દિન દોલીના દિવસે અંજન થાય છે એ ચમત્કારી ઠાકોર છે.

પ્રસંગ (ब) : જ્યારે શ્રી ગોકુલનાથજી ગુજરાત પધાર્યા પછી શ્રી મુખે વચનામૃત કરેલ છે તે લખીએ છીએ.

હમ ભરૂચ ગયે તબ વાંહાં તીન દિન રહે જબ અંકલેશ્વર કું ડેરા પઠાયે તબ નર્મદા ઉતરકે રામજી સાહ સંભ્રમ સહીત હમકો પહુંચાનેકું આયે, સો હમેરે સંગ નાવ મેં બેઠે સો સગમે મેંહકે બાતે કરતે સો નર્મદા પાર અંકલેશ્વર લો અદ્ભુત સમ્બંધ સહિત આયે. સો એસે અદ્વૈત પ્રતિષ્ઠિત કહેવાને સબ થાકો બહોત માન રાખતે સો શ્રી મુખે વાત કરી.

❋

**પ્રસંગ** **નારાયણજીભાઇ**

**૨** **ગામ ભરૂચ**

**જ્ઞાતિ-વણિક**

આ નારાયણજીભાઇ રામજી સાહના પુત્ર હતા. તેઓ ખંભાત રહેતા હતા જ્યારે શ્રી ગોકુલનાથજી ખંભાતમાં જીવુભાઇ પારેખ અને માધવદાસ દલાલ શ્રી ગુંસાઇજીના સેવક હતા. તેઓ ઘરે બીરાજતા હતા. ત્યારે નારાયણજીભાઇ ઉપર અદ્ભુત કૃપા કરી નામ આપ્યું. પછી નારાયણજી બાહેર આવ્યા. ત્યારે ચાચા હરિવંશજી ઉભા હતા. તેઓએ પુછ્યું, તમોએ સમર્પણ કીધુ. ત્યારે કહે ના, હમને તો નામજ આપ્યું. ત્યારે ચાચાજી કહે જાઓ ફરી વેગે



સમર્પણ કરાવો. મારગની જે રીત એહજ રીતે અનુસરીએ, એમની આજ્ઞા માની પાછા શ્રીજી કને આવ્યા. ત્યારે શ્રીજી વિકસિત વદને પુછ્યું કયું રે? ત્યારે નારાયણજીએ કહ્યું મને ચાચાજીએ એમ કહ્યું જાઓ સમર્પણ કરાવો, એહ ,વચન શ્રીજીએ સાંભળીને કહ્યું જાઓ તુમેરો સમર્પણ હોય ગયો. સરવાત્મ સ્નેહ માર્ગ સ્વતઃ બને અંગીકાર કર્યો. આ વખતે નારાયણજી સરીખા હતા. મુખ કુટિ ન હતી. એહેનું વર્ણન પુષ્ટ પુષ્ટ પુત્ર પુત્રાદિકે અનમુખ રાખી અલૌકિક દાન કર્યું. એહેની શ્રી ગંગાબાઇ તે પણ વિશુદ્ધ વાણી સ્વામી ધર્મ પતિવ્રત પ્રેમ પાત્ર હતાં. એહેની કૃત કીર્તન ભગવદીઓમાં આપેલ છે. નારાયણજીભાઇ કાવ્ય દ્રષ્ટિએ નિપુણ હતા. કોઇ દાદાજી કહી બોલાવે છે, કોઇ નારાયણજી કહી બોલાવે છે. શ્રી આચાર્યજી માર્ગ મહેદ અને સ્નેહ માર્ગના મહેદ અને ભરૂચી સમાજના અગ્રગણ્ય આશ્રિતદાતા દાદા નારાયણજી. શ્રી મુખે પોતે વચનામૃત કરેલ છે.

વચનામૃત પ્રસંગ (ब)

એક સમે પોતાના જન્મ ઉત્સવે મારકંડ પુજા શ્રીનાથજીના ચોકમાં કરી બીરાજતા હતા તે સમયે દસ પાંચ ભગવદીઓ બેઠા હતા તે સમયે કલ્યાણ ભટે પુછ્યું, રાજ, રાજ, જી રાજ, આપ ગુજરાત પધાર્યા તે સમયના ગામોની સુરતી રાજને હશેજ ને?

તે સમય મુસકાઇને પ્રફુલ્લિત વદને પોતે કહ્યું હાં, હાં, સબે સ્મરણ હૈ. પાછે પોતે જ્યાંહાં જ્યાંહાં પધાર્યા હતા તે તે સ્થળોની વાત કહેતાં કહેતાં ભરૂચની વાત પોતે કહેવા લાગ્યા. જો ગઢકે દરવાજે કે કિમાડ લોહામઇ હૈ.

એસે દરવાજામેં બડે બડે લોહાકે કિલ, દેખત હી ડર લાગે. એસો કોઉદિન હમ કાહું નાહી દેખ્યો. એસે સુરતસું કહ્યું. ત્યારે ભટજીએ એ સુણી ભાવભર્યું મીઠું વચન મુસકાઇને બોલ્યા.

રાજ, રાજ, કરીને કહ્યું, ભક્ત ભરૂચના કોટ તણી નિમ રાજે ઉંડી દીધિ એ સહી! ભટ્ટજીએ એ વચન ગવિંત કહ્યું ત્યારે તે સાંભળી એમજ અનુમોદન કરી મુસલમાનને. હાં. હાં. કહેવાઇ ગયુ ત્યાર પછી વાત ફરાવી.

આ નારાયણજીભાઇનો સ્વતઃ ભલે અંગિકાર કર્યો.

એહો ના ભાગ્યનું શું કહીએ એહવાએ ભાગ્યવાન ભગવદી હતા.

※

## પ્રસંગ ૩ ત્રીકમદાસ નારાયણજીના પુત્ર
### ગામ–ભરૂચ
### જ્ઞાતિ–વણિક

આ ત્રીકમદાસ દાદાજીના બડાપુત્ર થાય. એહો ને બે સ્ત્રી હતી. ૧–મોહાગરે ૨–કુસાભાભી. પ્રથમ સ્ત્રીના પુત્ર ભાગ્યશાલ મોહનભાઇ દ્વિતીયના બે પુત્ર ૧–વલ્લભભાઇ ૨–કિશોરભાઇ.

આ ત્રીકમદાસભાઇને શ્રી મહાપ્રભુજીએ ઉદારતાનું દાન કર્યું. એહો એ તનુજા, વિત્તજા, સેવા વાત્સલ્યતા વિચારીને કરી એક સેવા એ જે ઉત્તમોત્તમ ચંદન મલયાચલ પર્વતમાંથી આપના સર્વોપર એક ઘણોજ પરિશ્રમ અને કષ્ટ કરી લાવી શ્રીજીની સુખ સેજ્યા ચંદનની બનાવી અંગીકાર કરાવ્યો. બીજી સેવા સુવર્ણ થાલે શ્રીજીને ભોજન કરાવડાવ્યું અને એક ચોકી ચંદનની કરાવી તે ઉપર સ્નાન કરાવડાવ્યું અને તનુજા સેવા શ્રીજીની પાસે રહી શ્રીજીનુ સુખ વિચારતા રહેતા શ્રી મુખે ઉદારતાનું દાન કર્યુ છે. એહો ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા એહો ઘરે એક રત્ન પ્રગટ થયું. તે કૃપાશક્તિ ભાગ્યશાલ મોહનભાઇજી થયા એહોના ભાગ્યનું અને ભાવનુ વર્ણન કરવું અશક્ય.

※



## પ્રસંગ ૪ સુંદરદાસ
### ગામ–ભરૂચ

આ સુંદરભાઇ દાદા નારાયણજીના ચોથા પુત્ર થાય. આ સુંદરભાઇ રાજનગરમાં રહેતા હતા તેઓ ત્યાંહાં રહી શ્રીજીના સુખનો અને દર્શનનો હરવખત વિચાર રાખતા જે જે પ્રભુ ઉપયોગી વસ્તુ વસ્ત્ર વગેરે ત્યાંથી મોકલાવી આપતા. જ્યારે મોહનભાઇએ પાલખીનો મનોરથ કર્યો ત્યારે ગોકુલ આવી શ્રીજી સંગે પાલખીએ વળગી સંગે ઠાકોર દ્વારે ચાલ્યા હતા અને વિવિધ પ્રકારનાં લાડ લડાવ્યાં. મહાથી ઉત્સવ પર અહીં ગોકુલ આવવા બન્યું નહી, તે આરતે એ સુખ લેવાની અભિલાષા એ પોતે શ્રાવણ માસમાં જન્માષ્ટમીના બીજા દિવસે અહીં આવી મહાથી ઉત્સવનું સુખ લેવા મોહનભાઇજી દ્વારા વિનંતી કરાવી. પોતાને ઘરે પધરાવી એ મહાઉત્સવનું સુખ અનુભવ્યું. આ પ્રમાણે તનુજા વિત્તજા સેવા કરી શ્રીજીનું સુખ વિચાર્યુ. એહો ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા. એહોની સેવા અને ભાવનું વર્ણન થઇ શકે તેમ નથી. એહોના સર્વે મનોરથ મોહનભાઇજી દ્વારા માની લીધા છે. એહોના ભાગ્યનું શું કહીએ

※

## પ્રસંગ ૫ ભાઇશ્રી ગોકુલભાઇ
### ગામ ભરૂચ
### જ્ઞાતિ–વણિક

આ ભાઇશ્રી ગોકુલભાઇ દાદા નારાયણજીના પાંચમા પુત્ર થાય. શ્રી મહેદ વર્ય શ્રી મોહનભાઇના કાકા થાય. આ બન્ને કાકા ભત્રીજા સંગેજ રહેતા હતા, અને સંગેજ સેવા કરી આ બન્ને લીલા મધ્ય પાતિમાં કૃપાશક્તિ અને ઇચ્છાશક્તિ હતા. પ્રાણ પ્રભુશ્રી

ગોકુલેશજીની છપ્પન લીલા કરવાની હતી ત્યારે ભાઈશ્રી ગોકુલભાઈને બોલાવી કહ્યું કે, તમે મારા પાદાંબુજની સેવા અને મારા જશનું વર્ણન કરો. અને વિયોગે સમાજને સ્થિત રાખો, અને હું એ દ્વારા ભક્તના ભાવનું પાન કરું. આ આજ્ઞા થતા જાની જમનાદાસને તેડાવી કહ્યું તમો શ્રીજીના નિકટ વર્તી છો. તમોએ જે સંગ્રહ કર્યો હોય તે લાવો. આ સાંભળી જાનીને મનમાં ઘણો હર્ષ થયો અને ભાણાના ગોપાલદાસભાઈ ભગવદીને સાથે લાવ્યા અને પોતાની પાસે જે સંગ્રહ હતો તે બતાવ્યો અને સર્વે મળી વિચાર કર્યો, મોહનભાઈજી સંગે જે મહા ઉત્સવનું સુખ લીધું હતું, તે સ્મરણ કરી મહાશ્રી ઉત્સવમાં લેખન દ્વારા જણાવ્યું, અને સેવાનું જે દાન એહોને કર્યું હતું તે પોતે વિયોગે સેવા કરી સ્વકીયોને જણાવ્યું. આ કાર્ય પુરું થયે દશ વર્ષ ભૂતલમાં રહી પોતે નિજધામમાં ગયા. પંચમતરંગમાં ભાઈશ્રી ગોપાલદાસભાઈ લખે છે કે, જે આદ્ય અનાદિ ચિંતન કરી નિજ રસે સૃષ્ટિ રાખી પુરુષ એક શ્રી વલ્લભવર એ સૃષ્ટિ રસાત્મક ભાવે કરી સહુ નારી એ રમણ કાજે આનંદમય પ્રભુ પ્રાગટ્યે એ સહુ તેહવીજ આ સૃષ્ટિ આનંદ રસે ઉદભટ છે સેવાએ સહુ દેખીએ છીએ નર આકારે લૌકિક દ્રષ્ટિએ પણ ભાવ ગુપ્ત રીતે એ સહુએ એહોના ભાવનું શું વર્ણન કરીએ ?

※

**પ્રસંગ**

## ૬ મોહનભાઈજી ગામ ભરૂચ

અ

આ ભાગ્યશાળી મોહનભાઈજી દાદા નારાયણજીના બડા પુત્ર. નીકમ્માઈના પ્રથમ સ્ત્રીના પુત્ર. બહોતેર ભગવદીઓએ જે પ્રભુ સાથે સહગમન કર્યું તેમાં એહોની કૃત જણાવેલ છે. આમાં એહોની તનુજા સેવા જણાવી છે.



પોતે આગ્રેશ્રી ગોકુળની નિકટ શ્રીજીની સેવા માટે રહેતા હતા. આગ્રામાં દેશાધિપતિ જહાંગીરનો બાગ હતો. તે બાગમાં ગુલાબનાં ફુલ ઘણાં જ સુંદર થતાં હતાં, તે ફુલનો ઉપયોગ કોઈ કરતું હતું નહિ, સુગંધ એમજ ફેલાતી. નીચે પડી સુકાઈ જતાં હતાં. કારણ એ બાગના રખેવાળને દેશાધિપતિ તરફથી એવો હુકમ હતો કે, કોઈપણ મનુષ્ય ફુલ તોડી શકે નહીં અને તોડે તો એના હાથ કાપી નાંખવા. ફુલની સામુ કોઈ જોઈ શકે નહીં. જુએ તો તેનો દંડ કરતા ત્યારે છોડતા. ઠામ ઠામે ચોકીપહેરા મુકેલા. પહેરાવાળા પણ એ ફુલ તોડી શકે નહીં કે કોઈ લઈ શકે નહીં, સુગંધ જ લઈ રહેતા. આવા હુકમ બાગના ફુલ અંગે હોવા છતાં, પ્રભુ ઉપયોગી અંગીકાર વસ્તુ જાણી. મોહનભાઈ જાણતા જેમ કોઈ જાણે નહીં, તેમ તે બાગમાં રાતના પેસી ફુલ તોડી લાવતા. આ સાહસ પ્રાણ પર્યંતનું સેવા વિચારી કરતા. રખેવાળને નિંદ્રા આવતી જેથી જાણતા નહીં પ્રભુ ઇચ્છા અને બધા સુઈ જતા ફુલ પોતાને ઘરે લાવી, ભઠ્ઠી કરી ગુલાબ જલ કાઢતા અને તે ગુલાબ જલ શ્રીજી માટે અને ભગવદીઓ માટે ગોકુલ મોકલાવી આપતા. આ સેવા નિત્ય પ્રતિની વરસોવરસની અંગીકારની તનુજા સેવા કરતા હતા—આવલી આંબા ઉપર પ્રભુજીની રૂચી જાણી પોતે ઘરે પાલેજ કરતા અને દ્રવ્યને તૃણવત સમજી જ્યાંહાં ઉત્તમ થતા હોય ત્યાંથી મંગાવતા, માણસ મોકલતા, અને જ્યાં ત્યાં આગ્રાની અમરાઈમાં આંબા થતા હોય ત્યાંથી લાવી અંગીકાર કરાવતા, અને ઘરે પાલેજ પકવતા અને જેમાં રસ ઠંડ હોય, મીઠા હોય, અને મોટા હોય, જેમાં રસ ઘણો હોય, તે તરત જ ગોકુલ લેઈ જતા, અને પોતાના હસ્તે કરી શ્રીજીને આરોગાવતા હતા, પ્રભુજીની રુચી જોઈ તન મન ધનથી સેવા કરતા, અને મોહનભાઈજીનું નામ લઈ ઉત્તમ હોય તે વેચવાવાળાઓ લાવતા, તેનુ મૂલ કરતા નહીં, અને દ્રવ્ય અધિક આપી સંતોષતા, આવા ભાવનું વર્ણન કરતા જીવ શક્ય નથી, આ દાન ભાવનું એહોને શ્રીજીએ આપ્યું છે તે ભાવ દ્વારા

સર્વે સમાજનું પોષણ સિંચન છે. સર્વનું મૂલ આપ જ છે, પ્રાણપ્રભુજીની રૂચિ જોઇ એક સમયના વિનિયોગ માટે દ્રવ્ય ખરચી મંગાવતા. એક સમય દ્રાક્ષની એક પેટી વિલાયતથી મંગાવી તે પેટી આવતાં આવતાં ઘણા મહિના લાગ્યા, તે દ્રાક્ષ આવ્યા પછી પોતે ગોકુલ લાવ્યા. અને સંધ્યા સમયે (બારમાં) તબકડીમાં અંગીકાર કરાવી, પેટીમાં જુએ તો નિપટ થોડી દ્રાક્ષ સારી નીકળી, તે દ્રાક્ષમાંથી ફક્ત એકજ ફળ શ્રીજીએ શ્રી હસ્તે કરી મુખમાં મુક્યો, આ જોઇ મોહનભાઇજી ઘણાજ હર્ષથી મારું સર્વ દ્રવ્ય આજ અંગીકાર થયું અને પોતાનું ધન્ય ધન્ય માન્યું પ્રસન્ન થયા, આવી આવી સેવા પ્રભુ ઉપયોગ અંગીકાર કરાવવા પ્રભુના મનવૃત્તિ ભાળી કરતા હતા, તે લેખને લખી શકાય તેમ નથી. શ્રીમુખનું વચનામૃત: જેસે હમ તેસે હમેરે સેવક: કહી સરાહ્યું.

**ધોળ** **રાગ કેદારો**

હમારે રાય પર હેરા આયો, આયો સુહાગદે મનકો ભાયો, ૧
આઠ સિદ્ધ નવ નિદ્ધ આય રહી, દ્વારે ઠાડી પાવન પર રહી, ૨
બંદી માગદ સૂત એ આવે, યહ લોક પરલોક ફલ પાવે, ૩
યાચિણ ભઇ ભિક્ષુક સેન આવે, ઇન્દ્રાદિક વૈભવ સુખપાવે, ૪
રંકનો રાય સહી કર દિને, ચોઃ લોક સર્વોપર કીને, ૫
ત્રીકમદાસ દાતા ઉદાર, ફલ પ્રગટ્યો મોહનવર, ૬
મદદ રૂપ સુંદર મોહનકો, દાન કરત શ્રી વલ્લભ વરકો, ૭
નિરભય અતુલ અચલ કરદીને, મનવાંછિત સબ પૂરણકીને ૮
દાનપાત્ર ભયે સુખદાઇ, ઉભય પરસ્પર માહા નિધિ પાઇ ૯
માહા મોહનમોહન મણીરાઇ, નિજજન અંતરગતધર્મ ફલપાઇ ૧૦
પ્રાગટ્ય પ્રગટ ભૂતલમેં આયે, દરસ દાનદે સ્વકીય જીવાયે ૧૧
આધુનિક જો મનોરથ કીને, મોહન સ્વતઃહ પૂરણ ફલ દીને ૧૨
મોહન રસ પાન કરત ન અઘાઉ, નિત નૌતન ધનકે ગુન ગાઉ ૧૩
મોહન મોહન મોહ ઉપજાઉ, મોહન મોહન મોહે સુનાઉ ૧૪
દાસ ગોપાલ દ્વારે રહ્યો ઠાડો, યહ માગત ચરણરતિ બાઢો ૧૫



## પ્રસંગ ૭ વલ્લભભાઇ ત્રિકમભાઇ
### ગામ–ભરૂચ

આ વલ્લભભાઇ મહેદવર્ય મુગટ મણિ ભાગ્યરાસ મોહનભાઇના ભાઇ થાય. તેમનો જન્મ શ્રીજીની હયાતીમાં હતો. નાની ઉમરથીજ કાવ્ય રચનામાં ઘણાજ નિપૂણ હતા, અને કવિતાઓમાં બુદ્ધિશાલી રીત સુમતે કાવ્યદ્રષ્ટિએ કવિરાજની ઉપમા હતી, એઓ ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા, સમય સમયની લીલા જેવી દેખી તેવી જ પદોમાં ગાઇ છે, એઓએ વલ્લભ રસાલય, (નાનો માહા ઉત્સવ) વલ્લભ રસ, વલ્લભ વેલ વિવાહખેલ, વલ્લભ ચરિત્ર, ભાવનો કરખો ભાગ્યરાસ ચરિત્ર, અને નવરસ. સેવાસિદ્ધાન્ત, આવા આવા અનેક ગ્રંથો કરી માર્ગ ઉપર મોટો ઉપકાર, કરી શ્રી ગોકુલેશજીનું સ્વરૂપ જણાવ્યું છે, એક મોટો ઉપકાર, આજ પર્યન્ત શ્રી ગોકુલમાં શ્રી ગોકુલનાથજીના મંદિરમાં જે બેઠક શ્રી ગોકુલેશજીની હાલમાં છે તે બેઠકની સેવા શ્રીજીના નિજધામમાં પધાર્યા પછી થતી હતી નહી, બેઠક પ્રગટ હતી નહી, તે બેઠક પોતે શ્રીજીએ પોતાના નાતિને સ્વપ્નમાં આજ્ઞા કરી કે, વલ્લભભાઇને ગોકુલેશ પુર (વલ્લભઘાટે)થી બોલાવો, અને મારી સેવા સ્થાપિત કરાવો, આ સ્વપ્ન ગોકુલેશ પુરમાં વલ્લભભાઇને પણ થયું, કે સવારે બોલાવવા આવશે, અને તમો મારી બેઠક સ્થાપિત કરો, અને સેવા ચાલુ કરો. પછી વલ્લભભાઇ આવી નિત્ય પ્રતિ શ્રી બેઠકની સેવા આજ્ઞાથી પોતે કરાવી છે તે પોતે કરતા, અને ફેરો (નાગરી) ભોગ ધરતા, પાછા વલ્લભ ઘાટે જતા. આમ નિત્ય પ્રતિ આવી સેવા કરતા, તે ભરૂચવાળા લગભગ બસો વરસ સુધી આ સેવા અને [ચરણસ્પર્શ] કરતા. ભોગ ધરતા હતા, ભાવુસના અસૌક્યથી મુખિયા કરવા લાગ્યા, આ સ્થલ ભરૂચીને માટે સર્વોપર નમનીભૂત આજ પર્યન્ત છે.

✻

## ધોળ રાગ-ચોપાઇ કૃત
## નાગરદાસભાઇ

મહેર ભક્ત શ્રી વલ્લભભાઇ છને વલ્લભકી કિરતિગાઇ ૧
કિરતન ધોળ પ્રમાર બનાઇ, તિનમે અનુભવ પ્રગટ જતાઇ ૨
શ્રી ગોકુલપતિ કીયું અનુરાગી, સદા પ્રેમરસ લીને પાગી ૩
રસરિઝાર સજોગી ભોગી, પલ છીન અંતર હોત વિયોગી ૪
ભાગ્યવંત માહા ભાગ્યવાન, અમિત અચલ રસ દીને દાન ૫
ભક્તિ હેત શ્રી વલ્લભવરકી, સેવા દેત નિરંતર સુંદરવરકી ૬
સેવા મારગ પ્રગટ દિખાયો, શ્રી ભેકમે અનુભવ કરાયો ૭
પનેદા સ્વામે હે એઠી મુક્ષ, સ્થિતિ જાંહાં નિત સંગ સખ્ય ૮
એક લલિત સુખધામ, લીલા રહસિ રસિક અભિરામ ૯
મહદ સ્વરૂપ દિખાયો જેસો, આપુહી કરી જતાયો તેસો ૧૦
પતિવ્રત ટેકવંત અતિશૂર, ભાવ સમુદ્ર અથાહ નહીં પૂર ૧૧
અધિક ઉદાર પરમ કૃપાદાતા, સુખદ સ્વરૂપ નેહ રંગ રાતા ૧૨
પર ઉપકારી ગુણ ગંભીર, શુભમતિ ધર્મ ધુરંધરધીર ૧૩
ત્રિકમભાઇજી ઇનકે તાત, ફુલાંબાઇ તિનકી માત ૧૪
શ્રી મોહનભાઇજી બડે ભ્રાત, પિતૃવ્ય શ્રી ગોકુલભાઇ સુહાત ૧૫
વલ્લભદાસકો સ્મરણ કરે, નિજનાગર ભવસાગર તરે ૧૬



## પ્રસંગ ૮ કિશોરભાઇ ત્રીકમભાઇ
### ગામ-ભરૂચ

આ કિશોરભાઇ મોહનભાઇ અને વલ્લભાઇના કનિષ્ઠભાઇ હતા તેઓ બાલ્યપણથીજ શ્રીજી વિશે અનુરક્ત, આસક્ત હતા અને શ્રીજીના જશાવણુંને ધોળે કરી કહ્યું" છે અને એક જન્મ કુંડલી શ્રીજીની બનાવી છે તેઓ બાલપણથી જ કવિતાઓ કરતા હતા અને પ્રભુજી પાસે નિકટ શ્રીમુખ જોઇ બેસી રહેતા હતા. એહોને રોન સમયનું



ધોળ જેવું દેખ્યું તેવું ગાયું છે તે સર્વે સમાજમાં આજ પર્યંત ગવાય છે જેથી તેઓના ભાવનું અને ભાગ્યનું શું કહેવું !



## પ્રસંગ ૯ ક નાથભાઇ
### ગામ ભરૂચ

આ નાથભાઇ વયોવૃદ્ધ અને ગુણે ગંભીર શાન્ત સુભાવના હતા. ઘણા જ વૈભવવાન અને ગૃહસ્થ હતા. જ્યારે શ્રીજી ભરૂચ પધાર્યા ત્યારે શ્રીજીની ઘણી ઘણી સેવા કરી છે શ્રી માહાપ્રભુજી (બેઠોનું) ઘણું માન રાખતા હતા જ્યારે શ્રીજી ભરૂચથી અંકલેશ્વર ડેરા પાડ્યા ત્યારે અંકલેશ્વર સુધી રામજી શાહ અને નાથભાઇ પહુચાનેકો ગયે હતા. જ્યારે અંકલેશ્વરથી સુરત પધારવા ડેરા ઉપડ્યા ત્યારે ડેરાસંભાની વાતે મજલમાં શ્રીજી ઉતર્યા અને નાથી ધોતી ઉપરણા સમેત અપરસમાં ઉભા હતા ત્યારે નાથભાઇએ કહ્યું. માહારાજ આ સામગ્રી લાવ્યો છું તે આપ આરોગો ત્યારે શ્રીજી બોલ્યા એ સામગ્રી અપરસમાંહાં કહો કેસે લીની જાય? ત્યારે નાથભાઇએ વિનંતી કરી "આમાં જલ ભાગ નહિ માહારાજ, તો બહોત નિકે. મારગ માહાં અપરસે આવશે કાજ."

ખ

શ્રીજી ગુજરાત પધાર્યા ત્યારે નાથભાઇના ઘરેથી વહુજી બાધીને ઘરે પધારતા હતા ત્યારે રસ્તામાં સામેથી ગાયોનાં જુથ (ટોળાં) આવી રહ્યા હતાં તે શ્રી ગોકુલનાથજીનો પૂર્વનો સંબંધ જાણી પહોચ્યાની ચારે બાજુ ઊંચા કર્યું અને ઊંચી પુછ કરી ફીરી રહ્યા. હર્ષનો પાર નહીં અને શ્રીજીને વચમાં ઘેરી લીધા ગાયો ચારે બાજુ ઉભી રહી પછી શ્રીજીએ નેત્રથી સત્કાર કરી

સંકેતે સમજાવ્યાં અને પોતે ઉપરણું ગ્રંથી કરી ફેરવ્યો અને શ્રી હસ્તે કરી સેન કરી માર્ગ બતાવ્યો એટલે તરતજ ગાયોએ શ્રીજીને જવાનો માર્ગ આપ્યો એક તરફ ઉભી થઇ ગઇ શ્રીજી સુખથી પધાર્યા, ગાયો જોઇ રહી આ પુત્ર સંબંધની પહેચાન ગાયો કરાવતા હતા તે સ્વરૂપ જાણી સ્નેહ પ્રગટ થયો.

શ્લોક વસ્તુતઃ એવં કૃષ્ણ શ્રી ગોકુલેશ્વર

૩. શ્રી માહ પ્રભુજી માલા દિગ્વિજય કરી સોરમ માગશર સુદી છઠ્ઠના પધાર્યા છે ત્યારે વહુ બેટીઓએ સતવર જાગીને જનમ ઉત્સવ (મહાઉત્સવ)ની સામગ્રી કરી પરંતુ જ્લેબી થઇ આવી નહીં અને સંતગીએ સવારે સર્વ વૈષ્ણવ તેડી પ્રસાદ લેવાયો અને રૂડી રીતે માલા ઉત્સવ કર્યો.

ત્યારે નાથભાઇ અને કેસવભાઇએ વિચાર્યું આપણથી કાંઇ બની ન આવ્યું. પછી ગામમાંથી ગોરને ત્યાંથી કડાઇ બે માગી લાવ્યા અને સામગ્રી ખાંડ ચુન ઘી લાવી સીરો કર્યો અને રાજભોગમાં ધોડો ધર્યો અને બાકીના લાડુ કર્યાં અને સર્વે વૈષ્ણવોને પ્રસાદ લેવા તેડ્યા આ રીતે માલા ઉત્સવ રૂડી રીતે કર્યો છે એહેના ભાવનું શું કહીએ ?



## પ્રસંગ ૧૦ હરિદાસભાઇ નાથાભાઇ
### ગામ–ભરૂચ

આ હરિદાસભાઇ નાથભાઇના પુત્ર થાય, એહેનો જન્મ ૧૬૪૫ લગભગ આસપાસ હતો નાથભાઇની સ્ત્રી ગંગાબાઇથી ઉત્પન્ન થયેલા આ હરિદાસભાઇ હતા એહેના માટે ભાઇશ્રી મોટા માલા ઉત્સવમાં લખે છે કે :–



"પરમ કૃપાપાત્ર નાથભાઇ કહીએ, તે રામીબા શરણે,
પુષ્ટિ પુષ્ટિ તે વરણુ છે એહેતણું, આવ્યા નીજ ચરણે,
પરમ ભક્તરાજ પુત્ર છે એહો તણા, હરિભાઇ શ્રી ગોકુલવાસ,
મનોરથ મનમાંહાં જેસમે, જે ઇચ્છે તે પ્રભુ પુરે આસ."

આ હરિદાસભાઇ સહ કુટુંબ સહિત શ્રી ગોકુલવાસ કર્યો છે. સ્ત્રીનું નામ રામીબાઇ અને પુત્રી બે હતી–૧ માનબાઇ ૨–ગોમતી બાઇ પુત્ર–૧ નામ રાઘવદાસ હતું.

આ હરિદાસભાઇ ભક્તરાજ કવિરત્ન શિરોમણિ હતા. કાવ્ય દ્રષ્ટિએ સાહિત્ય ઘણુંજ મુલ્યવાન હતું. ઘણાજ ધનાઢ્ય વૈભવવાન હતા. શ્રીજી એહેનું ઘણું માન રાખતા અને હરિદાસ કહી બોલાવતા હતા, એહેના કીધેલા ગ્રંથો.

જન્મકુન્ડલી. સાત શોભને નિત્ય ચરિત્ર. અનુભવાનંદગ્રંથ વિરહગીતા, ભક્તસુખ મંજરી. રસમંજરી. અને ધોલે કરી સ્વરૂપ વર્ણન અને દુહાઓ, છંદો, ગાથાઓ કરી ઘણુંજ સાહિત્ય કરી સુંદર વર્ણન કરેલું છે. એહેના ભાવનું વર્ણન થઇ શકે નહીં. એહો ઉપર શ્રી માહા પ્રભુ સદા પ્રસન્ન રહેતા.

## પ્રસંગ ૧૧ ગોમતીબાઇ આ હરિદાસભાઇની બેટી
### ગામ–ભરૂચ

આ ગોમતીબાઇ વિશે વર્ણન કરવું અશક્ય છે, બાલપણથી જ ચંચલ ચતુર હતાં, એહેની માતા સાથે શ્રીજીનાં દર્શન કરવા આવતાં હતાં આ ગોમતીબાઇ કાવ્ય દ્રષ્ટિએ નિપુણ, ભાવરસ ભર્યાં હતાં. પિતા પુત્રી બન્ને સાહિત્યકાર હતાં. બાલ્ય અવસ્થામાં જ પ્રીતમ પ્રાણ વલ્લભને નિરખી પોતાની અવસ્થા ભુલ્યાં હતાં, અને એજ પ્રિય પ્રીતમના દરસને વ્યાકુલ દશામાં રહેતાં. એજ દશામાં

ચ લ્યો ત્યાં શ્રીમુખથી કહ્યું રાણીના વૈભવકી કાહા કહીએ સબ પ્રજા સુખી અરૂ સમ્રૃદ્ધવાન. હાથી તો ઘતને જો કોઉ ગણી ન શકે. વનમાં પણ એેટલા હાથી જોવા નાહી જાંદે. ઘેર ઘેર હાથી, હાથી બ્રાહ્મણને ત્યાં, હાથી કુંભાર, ભાટ, અરૂ યાચકકે ઘરે અરૂ ધોબી લુહારના ઘરે ઘતને તો મુંસાઉ નાહીં હોય. અરૂ પાંચ મહોરમાં હાથી સુંદર મીલે.

રાણીને ત્યાં ચૌદશો હાથી દરબારમાં હતાં અને રાણીને સ્વારી માટે હાથી ગુહાદાર સારદુલ મંડલીઆ સીદ્ધ સારવા આ મુખ્ય હાથી ઘણાજ મોલના હતા, જ્યારે ગઢામાં ઉપદ્રવ થયો ત્યારે ગુહાદાર હાથી પર રાણી સ્વાર થઇ હતી અને જ્યારે રાણીએ દેહ છોડી ત્યારે આ હાથીએ ત્રણ દિવસ સુધી અન્નજલનો ત્યાગ કરી દેહ છોડી છે આવો રાણી પ્રતિ સ્નેહ હતો. રાણીના પ્રતાપની વાત શ્રીમુખે કહી રાણી ઉગ્રભાગી અરૂ સુરવીર બાહુ બોહોત સુરવીર બહોત રાજા સેવામાં હાજર રહે અરૂ આગ્ના માને બાવન ગઢ ઉપર અધિકાર કરે સબ રાજા કંપે ત્રાસે કોઇ સનમુખ ધોલે નાંહી સકે સબ હથીઆર બાંધી જાણે અને બધાય વાહન પર ચઢી જાણે અને ઉલટે હાથે તીર ચલાવે અને એેસી તોપ ચલાવે જો કોઇ હોડ નહી કર સકે, બડી સાહસી હતી સો દુર્ગાવતી કી બડી પ્રશંસા શ્રી મુખે કરી છે. વલી શ્રી મુખે કહ્યું કે રાણી નામ નહી પા સકી બહોત ઉધ્યમ કર્યો પેં શ્રી ગુંસાઇજીએ વાહીકું નામ નાહી દીનો હે શિક્ષાવત કહ્યું છે કે નામ તેને કહીએ, ભક્તિ માર્ગ પ્રતિકુલ હોય, તેને કહીં અને સાનુકુલ સનમુખ કરે, સ્વરૂપથી સબંધ કરાવે આ રાણીતો લીલા મધ્ય પાતિ સ્વરૂપાસક્ત વાકો અંતઃકરણ વૈષ્ણવી હતો, વાકો નામસું કાહા કામ સો નામ પામી નાહી હે. ગઢામાં શ્રી રૂક્ષ્મણી વહુજીએ આસુર વ્યાહ મોહ લીલા કરી ત્યાંહા રાણી દુર્ગાવતીના ઘણા આગ્રહથી શ્રી ગુંસાઇજીએ બીજુ લગ્ન પદ્માવતીજી સાથે કર્યું".

પ્રસંગ ઋનજીરાજ

૧૩ ગામ-કપડવંજ

## જ્ઞાતિ પોરવાડ વાણીઆ

ઋનજીરાજના પિતાનુ નામ વિષ્ણુજીભાઇ હતુ. તેઓ શ્રી ગુંસાઇજીના સેવક હતા. જ્યારે શ્રી ગોકુલનાથજી ગુજરાત પધાર્યા ત્યારે તેઓ ઘરે ઉતર્યા હતા. તેઓને શ્રી ગોકુલનાથજીએ આગ્ના કરી તુમેરે ઘરે એેક રત્ન પ્રગટેગો. તેઓ ઘણા વૈભવવાન અને રાજસી અગ્રગણ્ય હતા. આ ઋનજીરાજનું પ્રથમનું પ્રાગટ્ય ગઢા દુર્ગાવતીનું હતું. બીજુ પ્રાગટ્ય સંતદાસ ઘરે. ત્રીજુ પ્રાગટ્ય કપડવંજ આ ઋનજીરાજને શ્રી ગોકુલેશજીની રસો વઇ લીલામાં સુખ વિચાર્યુ" છે. તેઓ શ્રી ગોકુલ આવવા એેક પત્ર વિજ્ઞપ્તિનું શ્રીજીને લખ્યું છે. તેમાં પોતાની સર્વ અવસ્થા બતાવી છે. આ પત્ર શ્રીમદ્ ગોકુલ શ્રીજી ભોજન કરી ગાદીતકીએ બીરાજ્યા છે તે સમયે આવી પહોંચ્યું, તે શ્રી હસ્તે કરી લેઇ પોતે વાંચી કરૂણા રસે ભરાઇ આવ્યા અને પત્ર લેઇ આવનાર કાસદ નેં સર્વ સમાચાર પુછે છે કાસદે કહ્યું રાજ, રાજ, આપણા પત્રની આરત રાખે છે. ત્યારે શ્રીજીએ કહ્યું કાલ ઉત્થાપને લખી આપશું.

પ્રસંગ ૧

પત્ર શ્રી હસ્તનું કપડવંજ લખ્યું તે.

સ્વસ્તિ શ્રી વલ્લભાનાં પરમ પ્રિયાપ્યા શિવઃ શિમહં. ભાવતુ માસાસ્મહે અપરંચઃ ૧ સદા શિમહં. સરવાત્મનાં શ્રી શ્રી ગોકુલેશઃ સ્મર્તવ્યઃ ભજનીય કિમ ધિક. ૨

તુમારી પત્રી આઇ પહોંચી વાંચે તે અતિ સંતોષ ભયો. સમાચાર સબ પાયે. અબ કાહું બાતકી ચિંતા મતિકરો. ઠાકુર સબ વિચારી હે તાતે ભલી કરેંગે, સબ ભાન્તન કરી આજ્ય ભીતર ગોપ્ય ભાવ સુ રહેનો અરૂ સમાચાર સબ પઠવતે રહેનો, હમહું બહુત પેંડો ચાહતહે. આગે સબ ભલી હોયેંગી.

પ્રસંગ-૨ ૪

આ નાગજીભાઈને શ્રી ગુંસાઈજીએ અડેલથી એક પત્ર લખી મોકલ્યો તે વાંચી નાગજી ઘરેથી શ્રી ગુંસાઈજીનાં દર્શન કરવા નીકળ્યા અને રસ્તામાં શ્રી ગોવર્ધન આવ્યા ત્યાં શ્રી ગોવર્ધનનાથજીની સેવામાં ભીતરીઆનું અધૌકર્ય હોવાથી તે સેવામાં નાખ્યા અને શ્રી ગોવર્ધનનાથજીની સેવા કરવા લાગ્યા. તે વાત અડેલમાં શ્રી ગુંસાઈજીએ જાણી કે નાગજી ત્યાં સેવામાં રહ્યો છે ત્યારે શ્રી ગુંસાઈજી અડેલથી એક પત્ર નાગજીભાઈને લખે છે તેમાં શ્લોકમાં જણાવે છે કે નાગજી ઘરેથી મકરંદ લેવા નીકળ્યો અને રસ્તામાં મોગરાના કમલમાં ભેરાઈ ગયો. આ પત્ર વાંચતાં નાગજીભાઈ તેજ ઘડીએ એમજ છોડી શ્રી ગુંસાઈજીનાં દર્શન કરવા નીકળી ગયા. ત્યાં જઈ દર્શન કરી સંતોષ પામ્યા. ઉભય આનંદરસ પ્રાપ્ત થયો.

આ પ્રસંગ વાંચવા-સમજવા-ધ્યાન આપવા જેવો છે. શ્રી ગુંસાઈજીનું સરવસ શ્રી ગોવરધનનાથજીને આપ સોપ્યું કમલે અટક્યો, લાખવાનું કારણ એ સેવામાં નાગજીભાઈ હતા. તો પછી સેવા છોડાવી "ત્યાંહાં બોલાવી લેવાનું શું કારણ"? સોચનીય છે.

❀

## પ્રસંગ ૧૬ — વાસણ મહેતા

## ગામ લુણાવાડા

### અને વાણીઆ

આ વાસણભાઈ શ્રી ગુસાંઈજીના સેવક હતા. આ લુણાવાડા ગામના રાજાના દિવાન હતા અને તેઓના પુત્ર ગોકુલદાસ હતા. તેઓ રહસ્ય રાજથી વૈભવવાન હતા. શ્રી ગોકુલેશ પ્રભુ પ્રત્યે સ્વરૂપાસક્ત હતા એઓ નેષ્ઠાવાન સુશીલ, સુજાણ હતા. એઓને શ્રીજીએ સહકુટુંબ સહિત શ્રી ગોકુલમાં પોતાની પાસે રાખ્યા. એહોની બીનું નામ અજાભાઈ હતું.



અને બેટાનું નામ ગોકુલદાસ હતું. એહોની કૃષ્ણ ભટ્ટોત્તેર ભગવદીઓમાં પ્રભુ સાથે સહગમન કર્યું છે. તે ત્યાં જણાવેલ છે અને એહોની સ્ત્રીનું નામ કનકાદે હતું: તે પણ સાથેજ સહગમન કર્યું છે. એ ગોકુલદાસના બેટાનું નામ મોરાર મહેતા હતું. તે પણ શ્રીજીની સાનિધ્યમાં બેસી શ્રીમુખ જોઈ શ્રી અંગની સેવા કરતા હતા. જ્યારે શ્રીજી ભડી સેન્યાએ પોઢે ત્યારે પાસે બેસી શ્રી અંગે તેલ લગાવતા અને શ્રીજી શું પ્રશ્નવાર્તા કરતા અને શ્રીજી ઉત્તર આપી એહોનું સમાધાન કરતા. એહો ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા. આમ કરૂણાની હલણે કરી સહ કુટુંબ સહિત શ્રી ચરણે રાખ્યા છે.

卐

## પ્રસંગ ૧૭ — ગોપાલદાસ પટેલ

## ગામ કણુજરી

### અને પટેલ

આ ગોપાલદાસભાઈ એકાકી હતા અને શ્રી ગોકુલ આવી નિકટ વાસ કરી રહ્યા હતા. તેઓ શુધ્ધ અંતઃકરણ અને સત્યવાન શુધ્ધ ભાવી હતા. તેઓ **શ્રી મહાપ્રભુજીની ગૌશાલામાં** ખરીકે ગાયો ચરાવતા હતા અને પ્રસાદી રસોઈએ આવી પ્રસાદ લેતા. એક દિવસે તેઓ પ્રસાદ લઈ ઉઠ્યા ત્યારે કો એકે એમને પુછ્યું, જે પ્રસાદ **લીધો?** ત્યારે કહ્યું, હા. લીધો. ત્યારે તેણે કહ્યું, જે આજ તો ચોખા ને મુંગની ખીચડી રસોઈએ થઈ હતી તે તેં લેતાં જાણ્યું? ત્યારે ગોપાલદાસે કહ્યું કે ફીટ ભુંડા, પહેલાં કાં ન કહ્યું? જો પહેલાં જાણત તો તો સ્વાદે સ્વાદે લેતો. એહોની વાત શ્રી મુખે ઘણીવાર મુંસકાઈને હસી હસીને કરી છે એવા શુદ્ધભાવી ભગવદીઓના ભાવનું શું કહેવું.

卐

**પ્રસંગ ૧૮ — સવજીભાઈ**

**ગામ–ગોધરા**

**ઔદીચ મરોઠિયા બ્રાહ્મણ**

આ સવજીભાઈની સ્ત્રીનું નામ વખાબાઈ હતું. આ બન્ને સ્ત્રીપુરૂષ શ્રીજીની સેવામાં શ્રી ગોકુલ આવી રહ્યાં અને શ્રીજીના ખાસા જલની સેવા કરતા હતા. એક દિવસે એમના મનમાં એમ આવ્યું કે હું અહીં દેશમાંથી આવી જલની સેવા કરું છું તો તે મારૂં ભાગ્ય છે. પણ શ્રીજી મને મારે છે એમ માનતા હશે? તે એક દિવસે સમય જોઈને શ્રીજીને પુછ્યું. રાજ રાજ માહા પ્રભુ મને એક વાર માહરો છું એમ કહો જેથી મારા મનને દંઢ થાય, ત્યારે શ્રીજી શ્રી માહાપ્રભુજીએ પોતાની પાસે તેડી લીધો અને તેઓને પુછ્યું જે તારા ગામમાં કીતને લોક રહત હે? એ સબે નાહિ આવે અર તું એકલો મેરી પાસ કયું આયો. જો અહીં આયો સો હમેરો હે એ નિર્ધાર હૈ, હમારો હે સોઈ હમપેં આવત હે. એ વચને કરી હમેરો તુ હે એ નિર્ધાર કરી જણાવ્યું. એવા શુદ્ધ અંતઃકરણભાવના ભગવદીઓના ભાવનું શું કહેવું?

卐

**પ્રસંગ ૧૯ — રાજકુંવરબાઈ**

**ગામ વરશોડા**

**જ્ઞાતિ રજપુત**

આ રાજકુંવરબાઈ ઉપર શ્રીજીની પુરણ કૃપા હતી. એ કૃપાબળે કરી એહોને મહેદ સંગે લીધાં તેઓના ધણીનું નામ વાઘજીભાઈ હતું. જેહોની વાર્તા શ્રી માહાપ્રભુજીએ ઉત્થાપને બેસી કરી. અહિંથી (ગોકુલથી) કૃષ્ણ ભટ ગુજરાત જતા હતા.



તેઓ શ્રીજી પાસે વિદાય થવા આવ્યા. રાજ રાજ, હું ગુજરાત જાઉં છું. કંઈ આગ્યા હોય સો કહો. ત્યારે શ્રીજીએ કહ્યું એક પત્ર લે જાઓ અને વરશોડા ગામમાં રાજકુંવરબાઈ રહે છે. તેઓને હાથમાં આ પત્ર આપજો અને મેરો આશીર્વાદ કહેજો.

પછી તે કૃષ્ણ ભટ કરતા કરતા કોક દિવસે તે ગામમાં પહોંચ્યા ત્યાં ત્યાં શ્રી ગુંસાઈજીના સેવક આનંદીભાઈ રહેતા હતા ત્યાં તેઓ ઘરે આ ભટજી ઉતર્યા અને એક પત્ર શ્રી ગોકુલથી શ્રી ગોકુલેશજીએ આપ્યું છે અને ફલાણા વૈષ્ણવને હાથમાં આપશો એમ કહ્યું છે ત્યારે આનંદીભાઈ વૈષ્ણવ બોલ્યા કે એહો ઘરે દુષ્ટ ગરાસીઓ વાઘજીભાઈ રહે છે, એ એનો કાલ કર્તાંત દેખવાથી ડર લાગે. તેઓનું નામ કોઈ લેઈ શકે નહીં એવો છે અને તેહો ઘરે આ રાજકુંવર બાઈ છે. કહો કેમ જવાય? પછી જેમતેમ કરતા કરતા આ આનંદીભાઈ ભટજીને લેઈ ગયા.

ત્યારે વાઘજીભાઈ ઘરે હતા નહીં. એ પછી ભટજીએ રાજકુંવર–બાઈના હાથમાં આપ્યું અને આશીર્વાદ કહ્યો અને ઉભા રહ્યા. તેઓનો સત્કાર કરી માન દેઈ ઘરમાં બેસાડ્યા. પત્ર એક ચોકી ઉપર પધરાવ્યું. પછી પત્રને દંડવત કરી સમાચાર પુછ્યા, પછી તેઓને બાહેર ચબુતરા ઉપર બેસવા કહ્યું. એવામાં વાઘજીભાઈ ઘોડા ઉપર બાહેરથી આવ્યા અને એમને બેઠેલા જોઈને ઘરમાં ગયા ને પુછ્યું, આ શું? આ કોણ? ત્યારે તેમણે કહ્યું એ શ્રી ગોકુલથી આવ્યા છે અને શ્રી ગોકુલનાથજીના જમાઈ થાય છે. એમને તમોને આશીર્વાદ કહેવડાવ્યા છે અને આ પત્ર આપ્યું છે. તે પત્ર લેઈ વાઘજીભાઈ બાહેર આવી ભટજી પાસે વંચાવ્યું. એ જોતાં જ સાંભળતાં તે જ ક્ષણે તેઓની દુષ્ટતા ગઈ અને વિનયપુર્વક દંડવત કર્યાં અને સીધો અપાવ્યો. એ જોઈ પાસે આવેલા આનંદીભાઈ વૈષ્ણવ તો વિસ્મય ચકિત થઈ ગયા. આ શ્રી મારા પ્રભુજીનો પ્રતાપબલ છે. એ વિના બીજા કોઈથી આવું થાય નહીં. એ તો જોતા જ રહ્યા. પછી ભટજીએ આશીર્વાદ

આપ્યો ત્યારે ગાવજીભાઈ કહે કે મારા માથા ઉપર હાથ મુકો. હું જેથી શ્રી ગોકુલ આવું અને શ્રી પ્રભુજીનું દરસન કરું. પછી આશીર્વાદ આપી ઘરે ગયા આવો શ્રી પ્રભુજીનો પ્રતાપબલે અંગીકાર છે

❁

## પ્રસંગ ૨૦ — વિઠ્ઠલદાસભાઈ
## ગામ અમદાવાદ
### જ્ઞાતિ વાણીઆ

આ વિઠ્ઠલદાસભાઈની સ્ત્રીનું નામ શિંગારદે. પુત્રી કુંવરબાઈ અને ભાણેજ માનબાઈ. આ માનકુંવરબાઈના નામથી ઓળખાય જ્યારે શ્રીજી ગુજરાત પધાર્યાં ત્યારે તેમણે શ્રીજીને પધરાવવાની વિનતી કરી ત્યારે શ્રીજીએ ભાઈલા કોઠારીની કાંણે કરી વિનતી માની તેઓ ઘરે પધાર્યાં હતા.

**પ્રસંગ ૧** — ગાવાનું રસિકરસ ગ્રંથ

રાગ-ઉત્થાપનનો પ્રભુનું ઉત્થાપન સુણી સૌ કો મંદિર જાએજી

શૈયર પેર શ્રીમા મહેતાને, ઘરે પ્રભુ પધાર્યાજી,
વિઠ્ઠલદાસ વાલ્હેલી હતિ, ભક્ત જુથ શું આવ્યાજી. ૧
શોભા સિંધુ અગાધ ઉજવ્યો, ચહું દિશ જેને કારજી,
જાન અટાલી ચઢીઅ નિહાલે, સમૂધ ભીડ અપારજી. ૨
પહેરામણી કરે બહુ પેરે, ભુષણ વિવિધિ પ્રકારજી,
ભેટ કરે તે લે ભામણાં, હરખે વારંવારજી. ૩
નાના વિધિના ભાવ મન તણા, પ્રભુએ પુરણ કીધાજી.
કૃપા દૃષ્ટિ સહુ ઉપર કીધી, સકલ મનોરથ સીધાજી. ૪
એણી પેરે જ્યાંહાં પધાર્યાં, લીલા અનેક પ્રકારજી.
અનુભવીઆ અનુભવ પેરે, જાણે નહિ વાણી વિસ્તારજી. ૫



**પ્રસંગ ૨**

ઉત્તમ ચાર અંજીર અનુપમ, વિઠ્ઠલદાસ ત્યાં લાવ્યાજી,
એરેનો એક નિપટ અંગિકૃત, પ્રભુ તણે મન ભાવ્યાજી, ૬
એક કૃપા કરી એહોને આપ્યું. બીજુ હરખે ભક્તનેજી,
બાકી આપ આરોગ્યા સ્વાદે, સહરાયાં બહુ જતનેજી, ૭
ભક્ત તણે એ સ્વાદ શ્રી મુખમાં, રમી રહ્યો છે જેહજી,
વિવશ થયા એ અંજીર મિષે, રસ પ્રગટ કરે છે તેહજી, ૮
એક સમય સામગ્રી નૌતન, કરી પ્રભુને પુછેજી,
વિઠ્ઠલદાસ કહે કૌતક મિષે, નામ એહનું શું છેજી, ૯
જાણ શિરોમણિ ચતુરરાય એ. જો એ નહિ કહેવાશેજી,
સહુકો કહેશે નામ ન જાણ્યું, શ્રી ગોકુલ હાંસી થાશેજી, ૧૦
સુખેન હાંસિ હોય ન કાહેન, મા હું તો હમ પહેંચાની નાહીજી,
મધુર વચન પ્રભુ એણી પેરે બોલ્યા, પહ તો હમ નાહી જાણીજી, ૧૧
પછે પ્રભુને કાને લાગી કહ્યું, તેહ તણું તે નામજી.
ભાગ્યવાન એ ભક્ત અપરમિત, જેહને પ્રભુ શું કામજી ૧૨
તેથી હાસ્ય અપરમિત પ્રગટ્યું, સહુને મન અભિરામજી,
કૃપા પ્રગટ એથી કહીએ સહુ, દુહો લખ્યો છે એમજી, ૧૩
દુહો મારે મન તું એકલો, તારે મનસો લક્ષજી,
        બાપૈયો પીયુ પીયુ કરે, મેઘ ન જાણે દુઃખજી,
વિઠ્ઠલદાસે દુહો લખ્યો તે, પ્રભુજીએ માની લીધોજી,
        કૃપા કરી દુહો શ્રી હસ્તે, લખીને ઉત્તર દીધોજી, ૧૪

**દુહાનો જવાબ :—**

જીતે કિત મહોતતે. સજ્જન ચિત્ત ચઢિઆજી.
ચિત્ર મહોત ગયંદ જ્યો, જો બહોરિન ઉતરીઆજી. ૧૫
શ્રીગોકુલમાં વિઠ્ઠલદાસની, શ્રી મુખે કહીએ વાતજી.
મેં દુહો લખ્યો શો સદા શિયમંહાં, રાખ્યો નિહિ ભ્રાંતજી. ૧૬

ઉપરના દુહાનો અર્થ :—હમારે ઠાકોર એક છે અને ઠાકોરને લક્ષ ભક્ત છે. હમારા દુઃખને તમો શું જાણો ? જેમ ચાતક પક્ષી પાણીની પુકાર કરે પણ મેહને તેનું દુઃખ થતું નથી

દુહાનો જવાબ :—જેમ ભીંત ઉપર ચિત્રામણના હાથી ઉપર બેસાડેલો મહાવત છે તે જેમ પાછો ઉતરતો નથી તેમ હમારા ચિત્ત ઉપર જે ભક્ત ચડેલા છે તે પાછા ઉતરતા નથી.



## પ્રસંગ ૨૧ — લાડકીબાઈ
### ગામ અમદાવાદ
#### જ્ઞાત ભાડભુંજી

આ લાડકીબાઈ ભાડભુંજી હતી. તેનો અંગીકાર સ્વતઃ કૃપાબલે કર્યો. એક વખત શ્રીજી ગુજરાત પધાર્યા ત્યારે અમદાવાદમાં તેના છોલા (ચણા)નો અંગીકાર કર્યો હતો.

#### ગાવાનું : રાગ ચાલતો

અંગીકાર બલે વહાલે, અજોગને જોગતા શ્રીજી
ભાડભુંજીને સ્નેહ પ્રગટ કરી, શરણ આપણે લીધીજી, ૫૦
વિનંતી કીધી નાથ હું ઉપર, દયા એટલી કીજેજી.
જ્યાંહાં લગી રાજ બિરાજો વહાં, છોલા લાઉ તે લીજેજી. ૫૧
નિકે કહી પ્રસન્ન થઈ અને, સુંદર છોલા લાવેજી,
ભાવે કરી આરોગે પ્રભુ, રુચિ જે સહેજ સુભાવેજી. ૫૨
છોલા ( ચણા ) મીઠો અંગીકાર કર્યો છે. એહેની ભાગ્યનું શું કહીએ





## પ્રસંગ ૨૨ — લક્ષ્મીદાસભાઈ
### અમદાવાદ
#### જ્ઞાતે વાણીઆ

આ લક્ષ્મીદાસભાઈ શ્રી વિઠ્ઠલદાસભાઈના ભાઈ હતા. તેઓને શ્રી ઠાકોરજી લક્ષ્મીદાસ કહી બોલાવતા હતા. જ્યારે શ્રી ઠાકોરજી રાજનગરથી દ્વારકા પધાર્યા ત્યારે ઠાકોરે લક્ષ્મીદાસભાઈને સાથે લીધા. લક્ષ્મીદાસભાઈ રથ ચલાવતા હતા (હાંકતા હતા) અને મારગમાંહાં લખીભાઈ ઠાકોરને પ્રસંગો પુછતાં પદના ભાવ પુછતા, વારતા ચલાવતા ને ઠાકોરજી કૃપાસીંધુ અતિ પ્રસન્નતાથી તેહેના અર્થ સમજાવતા. લક્ષ્મીદાસભાઈ રથ હાંકતા, મારગમાંહાં લક્ષ્મીદાસભાઈ ફરીને બેસતા અને ઠાકોરજી તેમની ગોદમાં શિશ ધરી પોઢતા. એહવા લક્ષ્મીદાસભાઈ. તેમના ભાગ્યનો પાર કોણ કહી શકે ? એહો ઉપર ઠાકોરજીએ એવી કરૂણાવૃષ્ટિ કીધી છે. એહેના ભાગ્યનું શું કહીએ ?



## પ્રસંગ ૨૩ — ભાઈ શ્રી ગોપાલદાસ
### રૂપપરાવાલા
#### અમદાવાદ પાસે

આ ભાગ્યવાન ભગવદી ભાઈલા કોઠારીના જમાઈ હતા—જેઓ મુંગા હતા. જ્યારે શ્રી ગુંસાઈજી ગુજરાત કોઠારી ઘરે બિરાજતા હતા તે વખતે ગોપાલદાસભાઈને શ્રી ગુંસાઈજીની ગોદમા મુકયા. તે વખતે શ્રી ગુંસાઈજીએ નામ પુછ્યું, ત્યારે ભાઈલા કોઠારીએ કહ્યું, આ ગોમતિના વર છે. ત્યારે ગુંસાઈજીએ કહ્યું એ તો સાગર હોવા જોઈએ. પછી આપને પોતે અધરામૃત આપી બોલતા કર્યા,

જે બોલતાં જ તરત આખ્યાન કરી લીધા ગાઈ લીલાનું વર્ણન કર્યું". આ ગોપાલદાસભાઈ રૂપપરા ગામના હતા જ્યારે કાંકરોલી શ્રી ગોકુલેશજી પધારીને ત્યાં પધાર્યા હતા ત્યારે પછી રાજનગરથી દ્વારકા પધારતા હતા તે વખતે રાજનગરમાં આ ગોપાલદાસભાઈએ વિનંતી કરી કે 'રાજ આજ મને મનોરથ છે કે દિવસનણી કરું વિનતી મેજવાને ગેડો રાજજી, જે પરદેશમાં ક્ષેત્ર દિવસે સેવ્યાએ પોઢતા ન હતા તે આ ગોપાલદાસભાઈની વિનતીથી બારગમાંહઁ દિવસે સેવ્યાએ પોઢવાનું શરૂ કર્યું", એહેના ભાગ્યનું શું કહીએ ?

## પ્રસંગ ૨૪ માલજી પંચોલી

### ગામ વડોદરા

### જ્ઞાતિ બ્રાહ્મણ

આ માલજી પંચોલીજી એવા ભક્તરાજ શિરોમણી કહેવાય છે. આ પંચોલીજી શ્રીજી સાંનિધ્ય સહકરૂંએ નિવેદન લઈ શ્રી ગોકુલમાં ૬૬ વાસ કર્યો હતો. જે જે પ્રસંગો શ્રીજીને પુછતા તે તે સિદ્ધાન્તો શ્રીજી એહેને મર્મ રહસ્ય બતાવતા અને વૈષ્ણવો જે પ્રશ્ન પુછાવતા તે એહે દ્વારા પુછાવતા હતા. શ્રીજી સદા એહે પર પ્રસન્ન રહેતા. એહે પ્રથમ આ માલજી પંચોલીજી વહેવાર્યે રાજ નગર (અમદાવાદ) ગયા હતા. ત્યાં તેમને ઉદ્વેગ થયો ત્યારે શ્રીજીએ એક પત્ર લખી મોકલ્યુ. તેમાં શ્રી હસ્તે કરી લખ્યું હતું કે લૌકિક અલૌકિક કાહુ આન્તનકી ચિંતા નાહિ કરની. આ પત્ર વાંચતાં જ પંચોલીજી શ્રીમદ ગોકુલ આવી રહ્યા અને એ પત્ર પોતાના માથાં ઉપર બાંધી રાખ્યું.

જ્યારે પંચોલીજીની અસ્વસ્થ દશા થઈ ત્યારે શ્રીજીએ જાની



જમનાદાસને જોવા મોકલ્યા અને એક પત્ર લખી આપ્યું. તેમાં પણ લૌકિકઅલૌકિક ચિંતા કાહુ આન્તનકી કરની નહિ. આ પ્રમાણે જાનીજીએ પંચોલીજીને આવી કહ્યું કે શ્રીજીએ મને ખબર પૂછવા મોકલ્યા છે અને આવી રીતે કહ્યું છે. અને પત્ર આપ્યું છે ત્યારે પંચોલીજી બોલ્યા એ પત્ર પ્રભુજીકો લિખ્યો પ્રથમનો મેરે શિરપેંટે હૈ એ વાત જાનીજીએ આવીને શ્રીજીને કહ્યું કે એસો કહ્યોં સો. પ્રભુજી કહે સો બાત સત્ય હૈ સો એસેહી હૈ. એવા પંચોલીજી અંગવદ કૃપાપાત્ર હતા. એહેની સંતતી પણ એવી જ ભાગ્યવાન થઇ. એહેના ભાગ્યનું શું કહીએ ?

## પ્રસંગ ૨૫ એહેના બેટા

### કૃષ્ણદાસ પંચોલીજી

### ગામ વડોદરા

### જ્ઞાતિ-બ્રાહ્મણ

આ કૃષ્ણદાસજીભાઈ માલજી પંચોલીજીના બેટા હતા. તેઓ વડોદરામાં રાજદ્વારમાં અધિકાર કરતા હતા. તે વખતે ત્યાંના રાજદ્વારમાં વૈષ્ણવો ઉપર કોઈ મોટી આફત આવી પડી. તે કૃષ્ણદાસ પંચોલીજીએ એ વૈષ્ણવોની આફત પોતે પોતાના માથે લઈ લીધી. વૈષ્ણવોનું નામ પણ આવવા દીધું નહીં અને વૈષ્ણવોનું ઘર નામ પણ દેખાડ્યું નહિ. જે દંડ વૈષ્ણવોને પડ્યો તે દંડ સર્વે પોતે ભોગવી લીધો. અંત સુધી એ દુઃખ પોતે સહન કર્યું પણ વૈષ્ણવને આંચ આવવા દીધી નહીં એ કષ્ટ આખર સુધી ભોગવી લીધું. પછી શ્રીજીનો પત્ર પંચોલીજી ઉપર આવેલો. તે પત્ર દ્વારા પોતાનું સમાધાન થયું ને પોતે પણ શ્રીમદ ગોકુલ આવી રહ્યા. જેવા બાપ તેવા બેટા. એહેના ભાગ્યનું શું કહીએ! શ્રીજી સદા પ્રસન્ન રહે

## પ્રસંગ ૨૬ ચતુરબિહારી

### ગામ સકીઠ

એક સમયે આ ચતુર બિહારીની વાત શ્રી મુખે કરી હતી. તેઓ આગ્રે રહેતા હતા. આ ચતુરબિહારી ગુણીઓમાં અગ્રગણ્ય હતા. એઓએ બાલલીલાનાં પદ રસભર્યાં કર્યાં હતા. જ્યારે એહેનાં પદ સાંભળીએ ત્યારે સાંભળતાં જ એ રસનો અનુભવ થાય. એક સમયે શ્રીજીએ એ રસભર્યું" પદ સાંભળ્યું કે તરતજ રસે ભરી આવ્યા, પછી શ્રી મુખે એહેની વાત કહી. જબ ચતુરબિહારી આવે તબ હમ સંપૂર્ણ રાત બેસી રહે તે તમે કબહુ જમુનાજી કે કબહુંક માહાવન કેડીસે કબહુક અપની બેઠકે, એસે રાતભર હમ, અર ગોવિંદસ્વામી, અર ચતુર બિહારી. હમ ત્રણેય સારી રાત ગાવત બીતતે. સો એકબેર ચતુર બિહારી સિકરીસે એક નયો પદ બનાય કે મેરેકુ સુનાવેકે લીએ ભાગ્યો. દોડયો. ઘોડા પર બેઠકે રાત્રીકુ આસભર્યો આયો, સો મેને પુછ્યો કે તુમ આપકે મનપે આયે, કે રાજાકી આજ્ઞા લેકે આયે, સો ચતુર બિહારીએ કહ્યું વિના આજ્ઞાએ રાજ આયો હું. તબ વાને કહી મેને દો નવે પદ બનાયે હૈ. સો રાજકુ સુનાય વેકુ આયો હુ, સો હમ સારી રાત ચુજ પર બેઠકે સુન્યો પાછે એસે ઘોડા પર બેઠકે ધાયો, સો દો ઘડીમાં વહાં જાયકે અપની ચૌકી પર ઠાડો હો ગયો સો કોઉને જાન્યો હિ નાહી. સો ચતુર બિહારી રાજાકે મહેલકો પહેરો ભરતો હતો, વાકુ કે સમાન કાહૂકો પદ નાહી ચિતનચિત પંદકો ન્યારો હી પ્રકાર, એમ કહી શ્રી-મુખે ઘણીવાર સરાહના કરી. એહેના ભાગ્યનું શું કહીએ ?

## પ્રસંગ ૨૭ વૃન્દાવનદાસ

### ગામ આગ્રા

આ વૃન્દાવનદાસ ચતુરબિહારીના ભત્રીજા થાય. આ વૃન્દાવનદાસે



શ્રીજીનાં સમય સમયનાં પદ રસભર્યાં ગાયાં. જેવી લીલા દેખી તેવીજ ગાઇ તે સાંભળતાં તદ સમયનો ભાવ સ્ફુરી આવે છે. ગવૈયામાં આ બન્ને કાકા ભત્રીજા અગ્રગણ્ય હતા. એઓના સંગી મુરલી-બલરામ બન્ને ભાઇ હતા અને અખાડાના મુખ્ય પખાજી હતા. રાયચંદ ઢોલકીઓ હતા અને પોપો વ્યાસ સારંગી બજાવતો અને માધવદાસ તાલ આપતા આમ એમના અખાડાના ગુણીઓની શ્રીમુખે ઘણીવાર સરાહના કરી હતી. જ્યારે એઓ ધ્રુપદ ગાય ત્યારે શ્રીજી ઘણુંજ ધ્યાન દઇ, કાન દઇ સાંભળતા અને ઘણુંજ પ્રસન્ન થતા હતા. તાલી દઇ બતાવતા હતા. પછી રીઝી પોતે શ્રીકંઠથી ઉપરણો પ્રસાદી આપતા. પ્રભુજી એહેનું બહુમાન રાખતા હતા. એહેના ભાગ્યનું શું કહીએ ?

## પ્રસંગ ૨૮ તારાચંદભાઇ

### ગામ દિલ્હી

આ તારાચંદભાઇ શ્રીજીના કૃપાપાત્ર હતા. એઓ સહકુટુંબ શ્રીજીને શરણે આવ્યા હતા. એઓએ શ્રીજીના જન્મનું વર્ણન કર્યું હતું અને ઘણાં પદ દુહા કર્યાં હતા. જ્યારે શ્રીજી દીલ્હી પધાર્યા ત્યારે મુકુન્દદાસને ઘરે પૂછ્યું કે તારાચંદ કાંહાં હે? કહું ગયો હે કે યહાં હે! ત્યારે કહ્યું કે રાજ, કહું ગયો હે. ત્યારે દયાસાગર બોલ્યા જાવ એક મનુષ્ય પકડો ઉનકુ વેગ બુલાયકે લાઓ. વાકુ ખબર નાહી હોગી. પાછે એક મનુષ્ય પકડ્યો સોનરેયે ગયો. વહાં તારાચંદભાઇ મલ્યા વાને કહ્યું કે તુમ જાકે લીએ જાત હે સો તુમેરે ધામ આપે હૈ સો સુણી દોડયા આવ્યા. શ્રી મુખ જોયું દરસન કરી ઘણુંજ પ્રસન્ન થયા. આ ઉભય રીઝનું શું કહેવું? એહવા તારાચંદભાઇના ભાગ્યનું શું કહેવું ?



પ્રસંગ રૂપણભાઈ
૨૯ ગામ : ખીરાલા હુરપુર

જ્ઞાતિ ક્ષત્રી

આ રૂપણભાઈ પ્રભુને સમય સમય રીઝવતા હતા. ક્યારે ક્યારે રૂપણભાઈના ગામથી કોઈ વૈષ્ણવ ગોકુલ આવતા ત્યારે ત્યારે શ્રી પ્રાણપ્રભુ એહોનું (રૂપણભાઈનું) નામ લેઈ ને કુશલ સમાચાર પૂછતા. કહો રૂપણભાઈ નીકે હૈ આ રૂપણભાઈ કર્ણપંથે એણુ સાંભળતા હતા. એણે કરી શ્રીજી સમસ્યાએ કરી ઊંચા સ્વરે એહોના સામું જોઈ સર્વ સમાચાર વિશદકરી પૂછતા.

એક સમયે શ્રી મહાપ્રભુજી સંધ્યા કરી પીરે બેઠા હતા. જલઘરામાં ત્યાં તે રૂપણભાઈ આવ્યા અને ભાવવિરહે કરીને બહુ દામોદર પ્રભુ પાસે બેઠા હતા. તેઓ પાસે વિનતી કરાવરાવીકે રાજ, રાજ, આ રૂપણભાઈ આપની પાસે એક શ્રી કંઠની તુલસીની માલા પ્રસાદી માગે છે. ત્યારે શ્રીમદ્ પ્રભુજીએ સ્વપ કરૂણા કરી શ્રીકંઠથી શ્રી હસ્તે કરી ઉતારીને તે રૂપણભાઈને માલા આપી તે તેઓએ બે હાથે દંડવત કરી લીધી અને પહેરી અને પાસે બેઠા, તે સમયે સહ એક વૈષ્ણવ નામ મોહનદાસ ભરથાઈ માલા પ્રસાદી કરાવા શ્રીજી કને લાવ્યા. તે માલા મધ્યેથી બે માલા શ્રીજીના શ્રી કંઠે ધરાવી અને બાકીની માલા પ્રસાદી કરાવી પોતે પાછી લીધી. તે વખતે કરૂણાનાથ શ્રી મહાપ્રભુજીએ પોતાની પ્રસન્નતા બતાવી અને કહ્યું કે દેખો જો સદપાત્રકું દેવેકો ફલ સહ દુનો ભયો, અરૂ દુનો લાભ ભયો. એવી અસાધારણ કૃપા દેખાડી આ રૂપણભાઈના ભાગ્યની સરાહના કરી. એહોના ભાગ્યનું શું કહીએ ?





| | | | | |
|---|---|---|---|---|
| પ્રસંગ | જાંબુવતી | અમરાવતી | | |
| | ૧ | ૨ | | |
| ૩૦ રાણીઓ | કમલાવતી | જબાજી | માનાજી | |
| | ૩ | ૪ | ૫ | |

ગામ – ધ્રોળ (સૌરાષ્ટ્ર)

જાતે–રજપુત

આ પાંચ રાણીઓ સ્વરૂપ નૈષ્ઠિક રસપાત્ર હતી. એ શ્રી ગોકુલેશજી વિષે સ્વરૂપાસક્ત હતી. એહોએ એક વિનતી શ્રી ગોકુલ મરેદ વર્ષં વર્ષં શ્રી ભાગ્યરાસજી મોહનભાઈજીને એહો દ્વારા મોકલી. તે ભાગ્યરાસ મોહનભાઈજીએ શ્રી મહાપ્રભુજીની સામે વાંચી સંભળાવી. એ સાંભળી એહોના ભાવનો અંગીકાર કર્યો. એહોનાં વચન જે વિનતીમાં હતાં, તે ઉજ્જ્વલ દીનત્વનાં રસભર્યાં વિયોગે આરત અને આતુરભર્યાં હતાં. તેથી શ્રીજી કરૂણા રસે દ્રવી આવ્યા અને વચને કરી ભાગ્યરાસજીને કહ્યું. એહોને "તુમ પત્ર એહોને વેગ લખો અને સમાધાન કરો. પત્ર વસ્ત્ર પ્રસાદ મોકલો જેથી તેઓના અંગે શાતા થાય." આ વચન સાંભળી મોહનભાઈજીએ વસ્ત્ર સાડી ચોલીઓ પ્રસાદ પત્ર સિદ્ધ કરી ધ્રોળ માણસ મોકલ્યો તે પત્ર રાણીઓને ધ્રોળમાં પહોંચતાં વાંચતાં પ્રસાદ વસ્ત્રને દંડવત કરી તે રાણીઓએ ઉત્સાહપૂર્વક મનોરથ કર્યા અને ભાગ્યરાસજી તેના પત્રથી એહોની સર્વે આરત અને મનોરથ પૂરણ થયા. પછી સર્વે મળી એક પત્ર ગોકુલ ભાગ્યરાસ વીરાને લખે છે તે પત્ર
૧

લિ : ધ્રોળથી જાંબુવતી અમરાવતી જબ્બાજી માનાજી અને કમલાવતીની એત; તમારાં બિચારાં મરાવતી ગરિબડાંના કોટી કોટી પ્રણામ, વિનતી ચરણરજ ચરણ ઉપર માથુ મહેલી જ્હાલ ઘસી શ્રી સ્મરણ. વિનતિ :—

ભાઇજી, તમારો પત્ર તથા વસ્ત્ર આદીઓ આવી તે હમોએ માથે ચઢાવી પહેરી. મનમાં જાણ્યું જે હવે હમો માંડ્યાં રે. લેખામાં આવ્યાં રે, ભાઇજી અમને મોટાં કીધાંરે. ભાઇજી હમને ઉત્સવના સમાચાર માંડ્યુજીભાઇએ લખ્યા તે પ્રકાર શ્રીજી અમને ક્યારે દેખાડશે રે ? એ નિશાનના અવાજ હમારા કાનમાં ગરજે છે તે પ્રગટ પ્રકાર ક્યારે દેખશું રે ?

ભાઇજી, અમો સાંભલીએ છીએ જે શ્રી ગોકુલેશજીનું બિરદ છે કે જે દરબાર આવ્યો તે ખાલી જતો નથી. ભાઇ હમે વલી સાંભળ્યું છે કે જે જે માગે તેહને તે આપે છે. તો તે હમારી ભિખારીઓની વિનતી કરશોજી વળી સાંભળ્યું છે જે કીડીની પુકાર હાથીથી પહેલી પહુચે છેજી.

દુહો –લાગત પલક શો સરસ, નિશિ વિકલ કલ પડત ન્યાં હે.
સજન મિલન કી હલકમે પલક ન ભાવતી તાં હે.
સુખ નહીં સતે જંપ નહીં અને વિસમો વાહાલેરા
એ નાગડા નેહ તમોએ"–

તમો શ્રીજીના પ્રાણવાન નિકટ વરતી છો તોહમારી પીડ ટાલોરે અને જે કોઇ નિકટ વરતી હોએ તેહને હમારી વિનતી કરજોજી. ને હમારા પ્રણામ કરજોજી.

દુહો– વિરહ અગ્નિ નૈના નદી, કઠણુ કઠોર એહી ઠોર,
વિરહ વિનુ તો જર મરેરે જે જરે બચે વહે જાઉરે

પત્ર ૨ સ્વસ્તિ શ્રી વ્રજ મંડલના પાદશાહ રાજની રાજધાની બિરાજમાન સદા અવિચલ કુંકરાઇ દિન દિન પ્રતિ અધિક તેજ પ્રતાપ જશવાન વાહલમજી પ્રીતમજીના મનનું મંડન ભાઇજી મોહનભાઇજી.



જેમ લિખીતન તમારી બાપડીઓ નામ જીવાજી માનાજી, જાંબુવતી કમલાવતી, અમરાવતી–એ પાંચેનું શ્રીસ્મરણ વિનતી ઉર ધરજોજી. ભાઇજી, ઘડી માંહાગી જાય છે અહા એ વાતો તો હમણું ઘણી લાંગી કાથી છે.

દુહો : અવધ્યુ સે શહરા ઘૂંઘટ પગ ઘર પેહરા.
જોબન શા કાજના મુખ ના આવે નાગરા.

અર્થ

હમો અવશાને તમારો સહારો છે. હમો ઘરમાંહાં ઘુંઘટમાં, અને પહેરામાં રહીએ છીએ. હમારું જોબન શા કાજનું જો
મધ્યવર્તીના કાજે પ્રભુને ન આવે કાજનાં,
હવે સાવધાન થાઓરે આપણા ધણીને કામકાજ મુકીને
જુઓ રે, વલ્લભ સુલભ થઇ દાન દે છે.
હવે તને એહજ વિનતી.



## પ્રસંગ ૩૧ સંઘોજીભાઇ

## ગામ શેરડા (ગુજરાત)

### જ્ઞાતિ રજપુત

આ સંઘોજીભાઇ જે સાહસ કીધો અદ્ભુત–તે આ સંઘોજીભાઇ એક સમયે તેઓ પોતાના મકાનના ચબુતરા ઉપર બેઠા હતા. તેવામાં કોઇ સોદાગર ઉમરાવ ઘોડા ઉપર બેસી તેઓની આગલ થઇ ઘોડો લઇ જતો હતો. તે ઘોડામાં બત્રીસ લક્ષણના ગુણ હતાં. ચંચલ ચપલ સર્વ ગુણે સંપન્ન જોઇ સંઘોજીના મનમાં એમ ઉપજ્યું કે

આ ઘોડો મારા ફ્રોંફર લાયક છે. પછી તે ઘોડો સોદાગર પાસે વેચાતો માગ્યો, જે સોદાગરે આપવા ના પાડી ત્યારે સોદાગર સાથે યુદ્ધ કર્યું ને પછી તેને હણીને તરત જ ઘોડા ઉપર બેસી શ્રીમદ ગોકુલ આવી પહોંચ્યા અને શ્રી મહાપ્રભુજીને દંડવત કરી પોતે ભેટમાં ઘોડો આગળ ધર્યો. ત્યારે પોતે એ ઘોડો ગુણવંત અને ચંચલ ચપલતા જોઈને પોતે અંગીકાર કર્યો અને તે ઘોડાનું નામ નૈનસુખ ધર્યું. પછી પોતે એ સંપોડાભાઈ ઉપર એહેનું સાહસ, ધૈર્ય, હિંમત જોઈ પોતે ઘણા જ પ્રસન્ન થયા. એહેની એ સેવા, એહેનો સાહસિક ધર્મ જોઈ સદા પોતાની નિકટ રાખ્યા. એહો ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા. એહેના ભાગ્યનું અને ભાવનું શું કહીએ! શ્રીજીએ વધીયાર સહરાયા હતા.

❦

## પ્રસંગ માધવદાસ દ્વારકાદાસ

## ૩૨ ગામ સુરત

આ બન્ને ભાઈ હતા અને સુરતમાં અગ્રગણ્ય ધનાઢ્ય અને રાજ્યથી વૈભવવાન હતા. જ્યારે શ્રીજી સુરત પધાર્યા હતા ત્યારે એહો ઘરે પ્રભુ ઉતર્યા હતા. એહોએ શ્રીજીની ઘણીજ સેવા તન-મન-ધનથી કરી હતી. શ્રી મહાપ્રભુજીને પોતાના ઘરેથી હાથી ઉપર સ્વારી કરી વરઘોડે ગામમાં ફેરવ્યો હતો. આ હાથીને ઘણોજ શણગાર્યો હતો. જરીનાં વસ્ત્ર, આભુષણ સહિત શ્રીજીને પોતે આગળ બેસાડ્યા હતા. શ્રીજી પોતે અંકુશ લેઈ બેઠા હતા. પછી પોતે આ હાથીને શેઠ માધવદાસ અને દ્વારકાદાસે ભેટ કર્યો. સાથે એક અમૂલ્ય ઘોડો પણ ભેટ કર્યો. આ હાથીનું નામ શ્રીમુખે ગોપાલપ્રસાદ પાડ્યું અને ઘોડાનું નામ નૈનસુખ પાડ્યું. પછી સર્વશ્રીજીએ હાથી અને ઘોડાને શ્રી ગોકુલ મોકલાવી આપ્યા. આ સુરત ગામમાં બે પંડિત નાગર બ્રાહ્મણ



રહેતા હતા. તેઓ શાસ્ત્રમાં વિદ્વાન પંડિત હતા. તેઓ બન્ને જણ ગામમાં વૈષ્ણવોને ટીકા ટીકા કરી રાગદ્વેષ રાખતા અને શાસ્ત્રથી વૈષ્ણવમત ખંડન કરી પોતાનો મત ચલાવતા હતા.

એકનું નામ રંગોજી હતું, બીજાનું નામ હરિહર હતું. વસતા શેઠ માધવદાસે શ્રીજીને વિનતી કરી જે રાજ મહારાજ આ બન્ને પંડિત વૈષ્ણવોને બહુ દુઃખ દે છે. પોતાના મતે ચાલવા કહે છે, તો રાજ આ દુઃખ આપણે મિટાવો. પછી બન્ને પંડિતને બોલાવ્યા અને અભિમાન મદે શાસ્ત્રનું અભિમાન ધરાવનાર અહીં શ્રીજી પાસે આવ્યા, તેઓને શ્રીજીએ સત્કાર કરી માન દઈ બેસાડ્યા અને એહોએ જે જે કહ્યું તે સર્વે શ્રીજી સાંભળતા. પછી એકજ શ્લોક પોતે કહી તેહેને નિરૂત્તર કર્યા, માનભંગ કર્યું. અને વૈષ્ણવ ધર્મનું સ્થાપન કર્યું. પછી તેઓ દંડવત કરી ગયા. ગામમાં સર્વત્ર જૈજૈકાર વર્ત્યો. સર્વે શ્રીજીના જશ બોલવા લાગ્યા. આ માધવદાસ-ભાઈ ઊકરડી કહેવાય છે. એહેના ભાગ્યનું શું કહીએ.

❦

## પ્રસંગ વંશદાસ

## ૩૩ ગામ સુરત

### જાતિ બ્રાહ્મણ

આ વંશદાસ શ્રીજીનું સ્વરૂપાસક્ત હતા. અનન્ય ભાવે રહેતા હતા. તેઓ ઉપર શ્રીજી ઘણું પ્રસન્ન રહેતા હતા. તેઓ શ્રીમદ ગોકુલ આવ્યા ત્યારે શ્રીજી માટે એક પરકાલો ઘણો સુંદર કોમળ લાવ્યા. તે માલજી પંચોલીજીના હાથમાંહી આપ્યો. એહેને વિનતી કરીને કહ્યું કે આ પરકાલો હું શ્રી વલ્લભવરને ચોલણો કરાવવા માટે લાવ્યો છું. તે પંચોલીજીએ જોઈને સરાહ્યો ને કહ્યું ઘણો જ સુંદર છે. એહો પોતે અંગીકાર કરશે નહિ. એ શ્રીનાથજીને કાજે આપશે. ત્યારે વંશદાસ

ફરીને પંચોલીજીને કહેવા લાગ્યા કે જો શ્રી ગોકુલનાથજી શ્રી વલ્લભાચારને ધરાવે ના આરે, પોતે અંગીકાર ના કરે તો તે પરસાલો પાછો લાવજો. પછી પંચોલીજી તે પરસાલો શ્રીજીના શ્રી હસ્તમાં આપ્યો. પ્રભુજીએ ત્યાંહાં તે સુંદર પરસાલો જોઇને કહ્યું કે આ નાથજીના ઉપયોગમાં એ આવે એવો સુંદર છે. ત્યારે પંચોલીજીએ કહ્યું રાજ રાજ મહારાજ, એહોએ જે કહ્યું છે તે સાંભળો, જો પોતે શ્રી અંગે ચોલણો પહેરે તો મારો મનોરથ પુરણ થાય. ઘણા દિવસનો ચોલણો રાજને ધરાવવાનો મારો મનોરથ છે, નહિ તો પાછો લાવજો, એવું રાજ કહ્યું છે. ત્યારે શ્રીજી કરુણાસાગર એહો ઉપર દ્રવી આવ્યા અને પોતે એ ચોલણો કરાવી શ્રી અંગે ધર્યો. આં પંચોલીજીની કાંણુ વિચારી એહોને વંશદ્વાને દાન કર્યું. આવા સ્વરૂપ નૈષ્ઠિક ભાગ્યવાન ભગવદીઓના ભાગ્યનું શું કહેવું!

❦

**પ્રસંગ ૩૪ હરિદાસ બુચઇ ગામ કરેંટીના**

**અને ક્ષત્રીય**

આ હરિદાસ બુચઇ સ્વરૂપ વિષે અનુરક્ત, પ્રેમરસે પાગ્યા હતા. શ્રીજીનું કશ્મીરનું પ્રયાણ સાંભળીને તરતજ પોતે સખડીનો ત્યાગ કર્યો. રાત્રે પાણીપણું લેઇ રહે, ભૂમિપર શયન કરે. એ અવસ્થા સ્વરૂપના દરશનના વિયોગે રહી. પછી શ્રીજી જ્યારે કાશ્મીરથી દિગ્વિજય કરી પાછા ગોકુલ પધાર્યા ત્યારે શ્રીજીનું દરસન કરી શ્રીમુખ જોયું ત્યારે વસ્ત્ર પલટયાં, નખ ઉતરાવ્યા અને સખડી પ્રસાદ લીધો. એવી અવસ્થાએ રહયા.



**પ્રસંગ ૨**

શ્રીજી એકવાર પોતાના પ્રમેશ્વરપણું એહોને દાન કર્યું હતું તે પ્રસંગ: એક દિવસે શ્રીજીને પીંજરું હતું. કુંકુંભમાંનુ તે પોતે જવનેરામાંહા બેઠા હતા. ત્યાં પાસે આ હરિદાસભાઇ બેઠા. ત્યાં સ્વરૂપજ્ઞાનની અને માર્ગવિષયની વાર્તા અને શ્રી ગુસાંઇજીના સ્વરૂપ વિષયક ઘણા ઘણા પ્રસંગો રસવિશેષ ચાલતા હતા. તેવામાં શ્રીનાથજીમાં રાજભોગ સર્યા અને આરતી થઇ. ત્યારે આ હરિદાસભાઇ દરસનને ઉઠતા હતા ત્યારે પોતે ચોલણાની દામણુ ખેંચીને બેસાડયા. દરસનને જવા દીધા નહી. અને પ્રથમની માફક વાર્તા રસે વિવશ હતા. એહવા એ સદ પાત્રને પ્રમેશ્વરસે દાન કર્યું".

**પ્રસગ ૩**

વલી એકવાર બુદિઆ સારંગપુરનો ક્ષત્રિ તીર્થંદાસ, તે કરેંટી ગામ જતો હતો, તે શ્રીજી પાસે વિદાય થવા આવ્યો. તેને પ્રસાદ બીડું આપીને વિદાય કર્યો ત્યારે કરુણા કરી શ્રીમુખે કહ્યું કે તીર્થંદાસ તુમારો બડો અનુગ્રહ ભયો હે વહાં તુમકું બોહોત લાભ હોયગો તાતે મેં તુમકું કહત હું ત્યારે તે ભાગ્યવાન તીર્થંદાસે કહ્યું કે રાજના ચરણ મારે સાથે બિરાજે છે. તે ઘણો લાભ છે ત્યારે શ્રીજીએ કહ્યું એતો છેજ. પણ ઉહાં હરિદાસ બુચઇનો તુમારે મિલાપ હોયેગો. તે શ્રીમુખનું વચન સાંભળીને આતુર થયો ને હવે જલદી જાઇ એહોનું દરસન કરું. પછે કરેંટી ગયા. ત્યાંહાં તીર્થંદાસ સાથે સૈન્ય હતું. તેમને મેલીને એક બ્રાહ્મણને લેઇને તેહોને ઘરે પહોંચ્યા. તે વખતે હરિદાસભાઇ બુચઇ ઘેર હતા નહીં. પણ સ્ત્રીએ ઘણું સમાધાન કર્યું ને કહ્યું, તમો રસોઇ કરો. હમણાં આવશે ને તેમને મલીને જશો. ત્યારે તેમની સાથે (તીર્થંદાસ સાથે) સાથ ઘણો હતો જેથી રહ્યા નહિ. હરિદાસભાઇ તો મલ્યા નહિ. વલતો ફરી આવીશ. તે અહિંથી વિદાય થઇ ચાલ્યા. પછે ગામને ગોંદરે (ભાગોળ) હરિદાસભાઇ આવતા હતા. તે પેલા બ્રાહ્મણે દૂરથી દેખાડયા એટલે

પોતે ઘોડેથી ઉતરી સામા ગયા. દંડવત કર્યા. ત્યારે હરિદાસભાઇ અચરજ થઇ જોઇ રહ્યા, આશ્ચર્ય પામ્યા. આ શું ? ત્યારે સહુ વૃત્તાંત કહ્યું, બન્નેને આનંદ થયો. આવું શ્રીજીએ એહોને કૃપા કરી ભગવદીય મિલાપનું દાન કર્યું. એહવા ભાગ્યવાન ભગવદીયના ભાગ્યનું શું કહીએ !

卐

## પ્રસંગ ૩૫ ભા ણા ભા ઈ
## ગામ ખંભાત

### જ્ઞાતિ-બ્રાહ્મણ

આ ભાણાભાઇ ડાકોરદ્વારે રહેતા હતા ને શ્રીજીની સેવા કરતા હતા. શ્રીજી ભોજન કરી પોઢ્યા હતા તે સમે ભાણાભાઇ પાસે ઉભા ઉભા પંખો કરતા હતા. જ્યારે શ્રીજી નિદ્રામાંથી જાગ્યા ત્યારે પુછ્યું જે ભાણા તું પંખો કબકો વહાં કરત હૈ ! કબ આયો, અરૂ રસોઇ કોણે કરી ! રાજ પોખરીએ કરી. ત્યારે શ્રીજી બોલ્યા કહાં કરી ? ત્યારે કહે, રાજ ખિચડી કરી પણ તે ખારી થઇ. ત્યારે શ્રીજી બોલ્યા કે ખારી કયું કરી ! ત્યારે ભાણાભાઇ બોલ્યા, રાજ લુણ (માપ)નું અનુમાન રહ્યું નહી. ત્યારે શ્રીજીએ પોતે સબ જલપાનનો ગડુઓ માગ્યો અને પોતે જલ ઘણું આરોગ્યા. ત્યારે ભાણાભાઇએ વિનંતી કરી, રાજ શા કારણ જે આજ આપ આટલું બધું જલ આરોગ્યા ? પછે શ્રીજીએ રસમયું વચન કહ્યું, તુને ખીચડી ખારી કયું કરી ! આ કારણે મારે જલ ઘણું આરોગવુ પડ્યું. સામગ્રી રસોઇ કરીએ તો સમજ કર સાવધાનતા શું કરીએ. ડાકોર કેસે આરોગે ! આ શિક્ષાવત સર્વ ભાગ્યવાનને સૂચવ્યું છે.

卐



## પ્રસંગ ૩૬ ગોકુલદાસ નાગર અને વેણીદાસ નાગર
## ગામ વડોદરા

### જ્ઞાતિ નાગર બ્રાહ્મણ

આ બન્ને ભાઇ હતા. એઓ પરમ નેષ્ઠાવાન-ભાગ્યવાન સ્વરૂપાસક્ત હતા. શ્રીજીના જશનો વિસ્તાર કરી ઘણો ઉપકાર માર્ગ ઉપર કર્યો હતો. તેઓ કવિતા કલા નિપુણ હતા. સ્વરૂપ અનુભવી સત્પાત્ર કવિ હતા. એહો વિષે ભાઇશ્રી ગોકુલભાઇ માહા ઉત્સવ ગ્રંથમાં લખે છે કે. (આનાત્)

એક સમયના અનુભવી સુખરાસએ, કહેવાય નાગર ગોકુલદાસ એ ૧
એહો દ્વારા લીલા પ્રગટ હોઇ, અનુભવીને તે ગુણ ગાન સોઇ, ૨
જેમાં કેવલ લીલા સ્વરૂપાત્મક અનુપ, એહવી લીલા હોય
આનંદ સ્વરૂપ ૩
થાયે પ્રગટ લીલા એ સહુને સુખદાઇ, વળી કહે એહોનો કંઇ ભાઇ, ૪
તે વેણીદાસ દ્વારા લીલારસાલ, સુણતાં અનુભવ હોએ તતકાલ, ૫

એહોના કીધેલા ગ્રંથ :—

જન્મોત્સવ લીલા વર્ણન, પ્રાગટ્ય રસોત્સવ ચરિત્ર, પાલખીજીનાં સુખદ, શ્રીદ્વાર શ્રીજીની પાલખીનું વર્ણન અને ગોવર્ધન નામના નામે ભાસેક મંગલે કરી ગ્રંથ કર્યો છે તેમાં સર્વ પાલખીનો પ્રસંગ આવે છે. આવા ઉત્તમ ભાવી ભગવદીઓએ ગ્રંથોએ કરી ગુનગાને પાછળી વિયોગની સૃષ્ટિને ટકાવી રાખત રાખી છે.

## પ્રસંગ ૩૭ — કૃષ્ણદાસ અને ગોવિંદદાસ

### ગામ દિલ્હી રહેતા

### આગ્રાના વતની હતા

આ બન્ને ભાઈ હતા. ઘણા વૈભવવાન ધનાઢ્ય અને રાજસી હતા. તેઓની માતાનું નામ ભાભી કૃષ્ણદાસી અને પુત્રી લક્ષ્મીબાઈ અને પુત્ર દામોદર. ગોવિંદદાસની સ્ત્રીનું નામ રાજેભાભી હતું. તેઓ સહુ કુટુંબ વહેવારે દિલ્હી રહેતા હતા. શ્રીજી પાસે નિવેદન કરાવ્યું હતું ત્યારથી સ્વરૂપવિષે સ્વરૂપાસક્ત હતા અને શ્રીજીના ઘણા કૃપાપાત્ર હતા. શ્રીજી એમેનું ઘણું માન રાખતા હતા.
કરી.

**પ્રસંગ ૧**

તેઓએ શ્રી મહાપ્રભુજીને વિનતી કરી કે રાજ, રાજ, મારો એક મનોરથ છે તે પુરણ કરો. જે આપને અને વહુજીને બન્નેને જુગલ જોડીએ સેજ્યા ઉપર બેસાડી શ્રૃંગાર કરાવું એ મનોરથ રાજ મારો પુરણ કરો. એ વિનતી સમય જોઈને કરી, ત્યારે શ્રીજીએ કૃપાથું કહ્યું, હાં, હાં, પ્રસન્નવદને કહ્યું. તે પછી જુગલ જોડીને નખશિખ લગી વિવિધ પ્રકારનાં ઘણા અમુલ્ય ઝવેરાત ધરાવ્યા અને અમુલ્ય જરીનાં દિવ્ય વસ્ત્ર ધરાવ્યાં અને સેજ્યાએ પધરાવી પોતે સનમુખ રહી આરતી ઉતારી પોતાનો મનોરથ પુરણ કર્યો. ત્યારે શ્રીજી બોલ્યા, તોકુ જે મનોરથ હોવે સો કરો. એવી દયાળુથી કૃપાદૃષ્ટિ કરી.

**પ્રસંગ ૨**

એક સમયે શ્રીજી સાનિધ્ય સહકુટુંબે ગોકુલ દરસન કરવા આવ્યા. શ્રી મહાપ્રભુજી સાનિધ્ય હાથ જોડી દંડવત કરી ઉભા રહ્યા. રાજ, રાજ, મારા લાયક હોય આજ્ઞા બતાવો. ત્યારે કરુણાસિંધુ બોલ્યા, એક બાગ ગોકુલમાં કરાવો જેમાં સર્વ વસ્તુ, મેવા



ફુલ, શાક સામગ્રી સર્વે વસ્તુ શ્રીનાથજીને અંગીકાર નિત્ય પ્રતિ આવે. એ સેવા કરો. બારે માસ શ્રીજીના ભોગમાં આવે ઉપયોગમાં આવે. ત્યારે તે વચન સુણી તરતજ પોતે તે બાગનો આરંભ કર્યો અને ઘણા મનુષ્ય લગાડી જેમ જલદી તૈયાર થાય તેમ કરો. તે તૈયાર કરાવી તરતજ શ્રીજીને ભેટ કર્યો. તેનું નામ ફુલબાગ પાડ્યું. અદ્યાપી પર્યન્ત તે ફુલબાગ શ્રીજીના ઉપયોગમાં આવે છે.

**પ્રસંગ ૩**

દિલ્હીથી તેઓ બન્ને ભાઈ એકલા આવતા કે જેમ કોઈ ન જાણે તેમ આવી શ્રી મહાપ્રભુજીની નિકટ રહી શ્રી મુખ નિરખતા અને થોડો વખત અહીં રહી શ્રીજીને સ્નાન માટે જમુનાના જલની ગાગરો પોતે હાથે લાવતા. રાત્રે આ સેવા કરતા જેથી કોઈ જાણે નહીં. તેમ શ્રીજી પણ જાણે એમ નિત્ય પ્રતિ અહીં રહે ત્યાંસુધી શ્રીજીના સ્નાન માટે જમનાજલ લાવતા. પોતે માનરહિત દીનત્વ ભાવ શું રહેતા. આ તનુજા સેવા જોઈ સદા પ્રસન્ન શ્રીજી રહેતા. પોતે ધનાઢ્ય રાજસી હોવા છતાં તનુજા સેવા વિત્તજા સેવાનું સુખ લીધું. આવા ઉત્તમોત્તમ ભાવી ભાગ્યવાન ભગવદીઓના ભાવનું શું કહેવું!

❦

## પ્રસંગ ૩૮ — માધવદાસ

### ગામ નંદરબાર

### જ્ઞાતિ સુરધ્વજ બ્રાહ્મણ

આ માધવદાસભાઈ નંદરબારે રાજદરબારમાં અધિકાર ચલાવતા હતા. જ્યારે શ્રીજી નંદરબાર પધાર્યા ત્યારે તે રાજતેગાજતે શ્રીજીની સામા જઈ પોતાને ઘરે પધરાવી લાવ્યા. અનેક પ્રકારની સેવા કરી.

શ્રીજીને બેસાડવાનો પોતાનો મનોરથ હતો અને ફૂલના શણગાર કરાવી પધરાવવાનો હતો તે પોતે પૂરણ કર્યો. શ્રીજીને ફૂલની સેજ્યા પર પધરાવ્યા અને સર્વે સાજ ફૂલના અને ગાદીતકીઆ ચાદર સેજ્યા સર્વે ફૂલથી ગુંથ્યા. શિંગાર કરી શ્રીજીને પધરાવ્યા અને ફૂલે વધાવી હાથ જોડી ઉભા રહ્યા. દંડવત કરી એહેનો આ વિવશભર્યો ભાવ જોઈ શ્રીજી એહો ઉપર ઘણા જ પ્રસન્ન થયા. એવા ભાગ્યવાન ભગવદીના ભાવનું શું કહેવું ?

❁

## પ્રસંગ ૩૯ ગોધુ
## ગામ–ડાકોરદ્વાર–ગોવર્ધન

આ ગોધુ અને તેમનો પુત્ર લાલો આ બન્ને બાપ–બેટા શ્રીજી દ્વારે વાસ કરી રહેતા હતા. તેઓ બન્ને શરીર અને હથિયાર રાખતા હતા એ ઉત્રભાવી માહા તામસી હતા. આ બન્ને બાપબેટા શ્રીજી ઉત્થાપને ગાદીતકીએ બિરાજ્યા હતા. ત્યારે પાસે બેસી વચનામૃતનું પાન કરી શ્રીમુખ જોતા હતા. તેવામાં ત્યાંતાં સંભળ્યું કે ચોરોએ શ્રીજીની ખરીકમાંથી ગાયોને ચોરી કરી લેઈ જાય છે. આ સાંભળતાં જ બન્ને બાપબેટા દોડયા, ચોરોથી યુદ્ધ કરી ને ગાયોને પાછી વાળી લાવ્યા. પછી ખરીકે બાંધી આ સઘળે જાણી જૈ જૈકાર થયો ને શોર થયો. એ સાંભળી શ્રી મહાપ્રભુ સ્નેહભર્યા કરુણારસે ગોધું પર ઢળી આવ્યા અને કહેવા લાગ્યા કે પોતાના નીજ સેવક આ સમે કાજ આવ્યા એ સેવા શ્રીજીએ એહેની માની શરણ આપ્યું. શ્રીજી ઘણું જ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે આ બન્ને બાપ બેટા હથિયાર બાંધી જાણતા હતા. જ્યારે જ્યારે આવું કામ પડે ત્યારે તે બન્ને કામ આવતા. એહેના ભાગ્યનું શું કહીએ !

卐



## પ્રસંગ ૪૦ જાની જમનાદાસ
## ગામ આકડોદ ભરૂચ પાસે

### ન્નાતે બ્રાહ્મણ

આ જાની જમનાદાસની બારન્યા ગોરબાઈ, પુત્રી બે–બચ્ચી બીજી કૃષ્ણા આ જાની જમનાદાસ સહકુટુંબ શ્રી ગોકુલ આવી શ્રીજી નિકટ રહેતા અને અંગસેવક માફી નિવારણુની કરતા હતા. એહોએ એક સેવા કરી. શ્રીજીને ચાર પૈડાનો રથ બનાવડાવી રથમા બેસાડ્યા અને જે શ્રીજી વચનામૃતો કરે તે રાત્રે ઘરે આવી પોતાની પોથીમાં લખી રાખતા. આ લેખન દ્વારા શ્રી આચાર્યજીના શ્રી ગુંસાઈજીના સેવકો અલગ અલગ કરી બતાવ્યા અને પાછલના ભાગ્યવાનોએ આ વચનામૃતનો સંગ્રહ ઉપરથી સર્વે વર્ણન કરેલું છે. શ્રીજી એહેનું ઘણું માન રાખતા હતાં, અંગરંગ ભક્ત હતા.

❁

## પ્રસંગ ૪૧ ગોવિંદદાસ
## ગામ તાપીપુર

આમનું પ્રથમ નામ સારણ મહેતા હતું. જ્યારે ઠાકોરજી ગુજરાત એઓ ઘરે પધાર્યા ત્યારે નામ શ્રીજીએ ગોવિંદદાસ પાડ્યું અને આ ગોવિંદદાસ ત્યાંના દેશાધિપતિના અગ્રવાન કારભારી હતા. પાદશાહે શ્રીજીનું નામ દાનતરાય પાડેલું અને તેઓ કરે તે થાય એવું રાજ્યમાં એહેનું માન હતું. એઓ ઘણા ધનાઢ્ય અને રાજસી વૈભવવાન હતા. સંવત ૧૬૪૭ના ફાગણ સુદ ૧૦ના એહો ઘરે શ્રીજીને વસંત ખેલાવ્યા અને પોતાની વૃત્તિ અનુસાર અને ખુશી અનુસાર શ્રીજીને અનેક પ્રકારે લાડ લડાવ્યા અને એહેનો મનોરથ શ્રીજીને ડેલ ઝુલાવી પૂર્ણ કર્યો. બીજો મનોરથ લાલવેશ ધરાવવાનો હતો. તે બીજના દિવસે સર્વે ભાવ શંગાર

કરી શ્રીજીને લાલ ગાદીતકીઆ સર્વે લાલ ધરી આરંભ કરી પોતાનો મનોરથ પૂર્ણ કર્યો. પછી શ્રીજીની ઇચ્છાબળે ત્યાંના રાજાથી ગોવિંદદાસને ભિગાડ થયો જેથી શ્રીઆઇને સહકુટુંબ શ્રીમદ્ ગોકુલ આવી સદા નિકટ વાસ કર્યો. અહીં આવ્યા પછી વસંત ઋતુએ ગોવિંદદાસને વિનતી કરી કે તમારા શ્રી મહાપ્રભુજી મારો મનોરથ પૂરણ કરે એ વિનંતી શ્રીજીને કરી, રાજ મારો એક મનોરથ છે જે રંગીબાગમાં વસંત ખેલાવું તે ત્યાં પધારી મારા સર્વે મનોરથ પૂરણ કરો એ વિનતી માની શ્રીજી ગોકુલમાંહા વલ્લભ ઘાટની સામે જ્યાં રંગીબાગ કહેવાય છે ત્યાં જ ખેલાવ્યા ને દાનતરાય નામથી સર્વે ઓળખવા લાગ્યા. આ મનોરથ પ્રભુએ એહેના જે જે ઉત્પન્ન થયા તે પ્રેમપૂર્વક માની પૂરણ કર્યા. એહવા ઉત્તમોત્તમ આપી ભગવદીના ભાવનું શું કહીએ ?

❦

## પ્રસંગ ૪૨ — મગાંબાઇ — ગામ વાહોલ

આ મગાંબાઇ ગામ વાહોલનાં હતાં. એહો એક શ્રી ગોકુલેશજી પ્રતિ અનન્ય સરવાત્મભાવી હતાં. તેહેની કૃત્ય ભાઇ શ્રી ગોકુલભાઇ માહા ઉત્સવમાં છરમાં નીચે પ્રમાણે લખે છે :–

આ પ્રસંગ

એક સમયે કોઇ બાલક નવેનગર જઇ આવ્યા હતા. તેઓ સાથે એક કચ્છી અશ્વ અનાબાઇએ ગોકુલ ગોકુલનાથજી માટે મોકલ્યો હતો. તે આવતો સાંભળીઓ ત્યારે મગાંબાઇને ઘણોજ મોહ પ્રગટ્યો. તે બાલક અશ્વ સાથે ભાગોલે ગામના ગોંદરે ઉતર્યાં તે વધાઇ સાંભળી મગાંબાઇએ વધાઇઆને વધાઇ આપી. પછી તેઓ વાજતે ગાજતે મંગલપ લઇને ચાલ્યાં અને બાજીરાજને દેખીને દુરથી પોતે ભાવભર્યાં દંડવત કર્યાં. ત્યારે બાલકે એમ જાણ્યું



કે મારી પાસે કોઇ આવે છે પણ એ બાઇ તો બાલકની દીસે ઝાંખ્યા પણ નહિ અને ઘોડાની નિકટ જઇ તિલક કર્યું અને પગ પીવ્યા, ઘડી ઘોડી ઓવારી ફુલથી વધાવ્યો અને ઘોડાને સર્વાંગે અમુલક વસ્ત્ર ઓઢાડ્યું અને કંઠે ચેઠી બાંધી અને ઘોડાની આરતી તારી પોતાની આરત ખોઇ અને જાણ્યું મારે ઘરે સાક્ષાત શ્રી મહાપ્રભુ શ્રી ગોકુલેશજી આજ પધાર્યા છે એમ મન વચન કર્મ કરી જે બન્યું તે કર્યું" આ વાત ગામમાં ફેલાઇ ત્યારે એહેના ઉત્સાહનો પાર રહ્યો નહીં અને એહેના ભાગ્ય અને અનન્ય ભાવની સરાહના કરી. એવા એ ભાગ્યવાન ભગવદી અનન્ય સર્વાત્મી હતા.

બ પ્રસંગ

આ મગાંબાઇ જ્યારે શ્રીજીએ શ્રી ગોકુલમાં મંદિર ઉઠાવ્યું ત્યારે તેઓએ તનુજા સેવા કરી પોતાના કુટુંબ પરિવારમાં પેતાલીસ મનુષ્ય હતાં તેઓએ સર્વે મળી એકજ રાતમાં મંદિરની નિમ ખોદી અને તૈયાર કર્યું". આ ઉપર શ્રીજી એહેની આ સેવા જોઇ ઘણા જ પ્રસન્ન થઇ સેવા માની લીધી. પછી આ મગાંબાઇએ માહાપ્રભુજીને વિનતી કરી જે રાજ રાજ, કાલિંગડાં આ સર્વે વૈષ્ણવો દોયવંત બતાવે છે ને મહારે તો નિત્ય એક મણુ જોઇએ છીએ. તો તે શું રાજ ! ત્યારે શ્રીજી ઠાકોરજી બોલ્યા તેહેનું દોષ નાહિ. એહેનો ભાવ જે રાજભોગમાં અનેક સામગ્રી આવતી તે બીજા વૈષ્ણવોને તેહી લેવડાવતી અને પોતાના કુટુંબને છોકરા–વહુઓને આ કાલિંગડા નોકણો ને રોટલો આપતાં. એહવો ઉત્તમ ભાવ જોઇ શ્રીજીએ બતાવ્યું. જેણે પોતાના કુટુંબને વૈષ્ણવ નથી સમજ્યાં પણ બાહારના બીજા વૈષ્ણવોને અધિક સમજ્યાં એહેના ઉત્તમભાવનું વર્ણન શું કરીએ ! શ્રીજીએ ઘણી જ પ્રશંસા કરી છે.

❦

## પ્રસંગ ૪૩ — માહવદાસભાઈ
### ગામ વળીઆ (સૌરાષ્ટ્ર)

**જ્ઞાતે ઔદિચ બ્રાહ્મણ**

આ માહવદાસભાઈ શ્રી આચાર્યજીના કરેલા ગ્રંથો નવરત્ન સર્વોત્તમનો નિત્ય પ્રતિ પાઠ કરતા હતા. તેઓ શ્રી ગુંસાઈજીના સેવક હતા. એક શ્રી કૃષ્ણ પરમ પરમાત્મા છે અને તેમનું સેવન કરતા હતા. જ્યારે તેઓને શ્રી ગોકુલેશપ્રભુમાં શ્રી કૃષ્ણચંદ્રની સ્ફુરતિ તદ્ અનુકરણ જોવામાં આવી ત્યારથી જ શ્રી ગોકુલેશજીને શ્રી કૃષ્ણચંદ્રનું સ્વરૂપ સમજવા લાગ્યા. એ ગ્રંથોમાં અનુકરણ બતાવ્યું અને આખું પોતાનું જીવન શ્રી ગોકુલેશજી સાનિધ્યમાં ગાળ્યું. એઓ એક મહાન અનુભવી કવિ અને કવિતા સાહિત્યોમાં અગ્રગણ્ય, શિરોમણી હતા. બુધ્ધિચાતુરી સર્વ ગુણે સંપન્ન હતા. શ્રીજી એઓ પર ઘણું જ પ્રસન્ન રહેતા હતા અને વાર્તાશ્લોકોના પ્રશ્નોનો જવાબ આપતા હતા. એહેના રચેલા ગ્રંથો: **વલ્લભગીત, તત્વાર્થ બોધ, સજ્જનમંડન** આ ગ્રંથો સંસ્કૃતમાં કરેલા છે અને ગુજરાતી વ્રજભાષાએ પણ કરેલા **વિવાહખેલ, ગુહરસ, નિત્યચરિત્ર, રસાલય, રસસિંધુ, રસકોષ** વિનતીઓ પદો, ધોળોએ કરી સ્વરૂપ વર્ણન અને નિત્યચરિત્ર કરેલ. પોતે તાદ્રશ વિરક્ત દશામાં રહેતા હતા. શ્રીજીના વિયોગે જંગલમાં જેમતેમ પોતાનું જીવન વિરહે વ્યતીત કરી શ્રીચરણારવિંદે ગયા છે.



## પ્રસંગ ૪૪ — ઉદ્ધવો બ્રાહ્મણ
### ગામ ગોકુલ

આ ઉદ્ધવો બ્રાહ્મણ માટે ભાઈશ્રી લખે છે કે–

વલી કહીએ તે ભાગ્યવાન જેહ, ભાઈ ઉદ્ધવો બ્રાહ્મણ તેહ.
પ્રભુ પોઢયા પછી જાગતી વહે, ત્યારે એકાન્તે થઈ રહે એહ.
તે નિકટ સેજ્યા શું લાગી રહે, ત્યારે વહાલોજી કરે હાસ્ય
એહેનો કર શ્રી હસ્તે ગ્રહી લેઈ, કરે કૌતિક વચન વિલાસ.

આ ઉદ્ધવો બ્રાહ્મણ ઉપર શ્રીજી સદા પ્રસન્ન રહેતા કરૂણા દયાપૂર્ણ હાસ્ય પ્રસંગ કરતા અને વિવશ થઈ શ્રીજી પોતાના ચરણારવિંદ તાણી લેતા. આ ઉદ્ધવો શાસ્ત્રમાં નિપુણ હતા. સ્વરૂપ વિષે અનન્ય આસક્ત હતા. જ્યારે પ્રભુજીનો વિયોગ થયો ત્યારે વિવશ વિપ્રયોગ અવસ્થાએ, એ શ્રીજી દ્વારે નિકુન્જમાં જેમ તેમ પોતાનું જીવન ટકાવ્યું હતુ એ અવસ્થામાં એહેએ એક પાદુકાષ્ટક સ્તોત્ર શ્રી ગોકુલેશજીની તનુજા સેવા કેવી રીતે કરવી તે તેમાં બતાવ્યું છે.

તેમનો એક શ્લોક અહીં લખીએ છીએ.

શ્લોક– સ્વ સેવનૈક ચેતસા અનન્ય ભક્તિ દાયકે,
કૃપા સુધૈક સિકત, ભક્ત કામ મોહનાશીકે,
માહાન્ધકાર લીન જીવ, હૃદયપ્રકાશ ચન્દ્રિકે.
નમોનમોસ્તુ વાં સદૈવ શ્રી ગોકુલેશ પાદુકે,

અર્થ– એક ચિત્તથી શ્રી ગોકુલેશજીના પાદુકાજી સેવાય તો તે અનન્ય ભક્તિ આપી કૃપાની વૃષ્ટિ કરે છે અને લૌકિક માયાની મોહમાંથી બચાવીને તેના હૃદયમાંહાં ચંદ્ર જેવો પ્રકાશ શાન્તી આપી અંધકારનો નાશ કરે છે એહવા શ્રી ગોકુલેશજીના ચરણારવિંદને હંમેશાં વારંવાર નમસ્કાર કરો.

❋

આઠ માસ પીછે સારંગી આજ હાથમાં લીની, એમ કહી આઠ' થઇ આવ્યા ત્યારે શ્રીજી બોલ્યા, હમને આઠ માસ પીછે સારંગી આજ સુણી. ગો આજે તુમને જાણ્યો. આઠ માસ થયા તો હમકું સુણે આઠ માસ થયે આ ધ્યાનદાસની બે મુખ્ય સેવાનો શ્રીજીએ અંગીકાર કર્યો રૂ. ગાયોને ચરવાની જમીન ગોકુલની અને આગના ફરમાન બક્ષીસ કરવાયે. દેવાલયો મંદીરોના જમીનના અને મંદિરોના જે કર લેવાતા હતા તે માફ કરવાયા. જહાંગીર પાસે લેખિત માફ બક્ષિસ કરાવી લાવ્યા હતા. આ ધ્યાનદાસે લાહોરમાં દેહ મૂક્યો ત્યારે કે વૈષ્ણવે આવી શ્રીજીને કહ્યું કે ધ્યાનદાસે દેહ મૂકી. ત્યારે શ્રીજીએ નિઃશ્વાસો મૂકી કહ્યું, અબ સારંગી ડુબી. ધ્યાનદાસ ગયો કેણુ વાર અબ સારંગી સુણેંગો સો બાવરો. અરૂ બજાવેગો સો બાવરો. પોતે શ્રી મુખે કહ્યું તે સોઇ વૈષ્ણવ તે સોઇ ગુણી હતો. એહોના ભાગ્ય અને નૈતિકતાની સરાહના પણીવાર કરી.



## પ્રસંગ ૪૬ દક્ષિણ દેશના બોઇનો અંગીકાર

આ બોઇઓ વિશે ભાઇશ્રી ગોકુલભાઇ લખે છે કે:

એ સદા સર્વદા પ્રભુના સુખદાઇ, એહોનો ગુણ કહ્યો નવ જાઇ,<br>
જેણે કરી સુખી માહરો નાથ, પ્રાણવલ્લભવર ધણી,<br>
હું ઋણીયરે જન્મ જન્મ તેહોનો, જેહવા ભક્ત તેહવા પ્રભુ<br>
ઉભય સહેલાણી.

આ બોઇઓનો ને પાડાનો અંગીકાર કોઇ અવતારે કર્યો નથી તેહેનો અંગીકાર કરવા સારણે લેવા આ પ્રાગટ્યે ભક્તદ્વાર ભૂત કર્યા છે. એક સમયે બોઇને જ્યારે નિવેદન આપવા આપ શ્રીજીદ્વારે પીતાજ્યા હતા, ત્યારે પોતાની બેડકે ચરણ ક્ષાલણ કરી આપ નિવેદન કરાવતા હતા.



ત્યારે ત્યાંહાં જાની જમુનાદાસ ઉભા હતા. તેઓએ વિનતી કરી જે રાજ, રાજ, મહાપ્રભુ વિરાજ એહવું આજ લગી સાંભળ્યું એય નથી કે બોઇનો અને ભેંસાનો અંગીકાર કર્યો આજે રાજ આજ સ્વતઃ બલે અંગીકાર કરાવી રહ્યા છો. તે આશ્ચર્ય જેવી વાત છે એ તો આ રાજના પ્રાગટ્યે જ સિદ્ધ થાય. એહવાં વચન સાંભળી વાહાલોજી મુસકાઇને અનુમોદન કરી પોતાનું સ્વરૂપ પોતે પ્રગટ કહ્યું" અને કહ્યું એસો પ્રાગટ્યનતુ એ ન આગે હોએગો. એ પ્રાગટ્ય અમથી જાણેઇ એમ કહી પણે જ હર્ષ આનંદ થયો. એહોના ભાગ્યનું શું કહીએ ?



## પ્રસંગ ૪૭ દિનકરભાઇ ખવાસ
### ગામ લુણાવાડા
### જ્ઞાતે બ્રાહ્મણ ઔદિચ્ય

આ દિનકરભાઇ સર્વ ખવાસમાં મુગટમણિ અગ્રગણ્ય હતા અને પોતે તાદ્દશ વિરક્ત રહેતા હતા અને નિવેદનના જે જે ધર્મ જોઇએ તે સર્વ એહોમાં હતા. શ્લોક-'અહં' દાસત્વ સહ સમર્પ-માગી, તે પ્રમાણે તેઓએ સર્વ સમર્પણ કરી દાસત્વ અને દીનત્વ-ભાવે રહેતા અને કેહની જાણની પરહની પહેરી રહેતા. જે કોઇ આવે તે સર્વ માહા ઉત્સવે સમર્પણ કરી દેતા. જેહોમાં દ્વેષ, રાગ, અભિમાન, સ્વાર્થરંચ જોવામાં આવતો ન હતો. એહો ઉપર સદા શ્રી મહાપ્રભુજી પ્રસન્ન રહેતા. આ દિનકરભાઇ વિશે ગોપાલદાસ-ભાઇ લખે છે કે નિર્લોભી સેવાપરાયણ વિશુદ્ધભાવી ભાઇ દિનકરભાઇના ભાવ હતા. એહોના ભાગ્યની સરાહના કરી છે. એહો સંગે સહાયક અને પ્રેરક સેવામાં સંગે ભાઇ નીરોભાઇ પણ લુણાવાડાના હતા. એ પણ ઔદિચ્ય બ્રાહ્મણ હતા. આ નીરોભાઇ

મહેઠ મોહનભાઇજીના સંગી અને કૃપાપાત્ર અંતરંગ ભક્ત હતા. એહેનો દિનકરભાઇની કાણે શ્રીજીએ અંગીકાર કર્યો. એહેના ભાગ્યનું શું કહીએ ?

※

## પ્રસંગ ૪૮ ભલીબાઇ
## ગામ વડનગર

આ ભલીબાઇ ગામ વડનગર પ્રભુ પધાર્યાં હતા ત્યારે તેઓ શ્રીજી સંગે શ્રી ગોકુલ આવી રહ્યાં પાછા દેશમાં ગયાં જ ન હતાં. શ્રીમુખે એહેની વાત કરી છે કે જ્યારે માલજી પંચોલીજીએ પ્રશ્ન કર્યો રાજ કાશ્મીર પધાર્યા ત્યારે તમારા વિના ભલીબાઇ કેવી રીતે રહેતાં હતાં ત્યારે મધુર વચને શ્રીજી બોલ્યા, વા સમે જો વે હોત તો હમકુ વહાં ભોજનનો હોત નાહી. આવા કૃપાપાત્ર અંતરંગ હતાં.

શ્રી ગોપાલ શ્રીજીના બડીપુત્ર તેઓ શ્રીજી શું ભક્ત ભાવે રહેતા હતા. શ્રીજીના ઉઠતા પહેલાં એકાન્તે નિપટિ દેહ કૃત્ય સર્વે કરી સિંઘદારે જ્યાંહાં દારપાલ બેસતા હતા ત્યાંહાં આવી બેસતા. જેમ કોઇ જાણે નહી તેમ છાનામાના સહુ ભગવદીની સંગે વિજ્ય સહિત બેસતા. એવામાં ભલીબાઇ આવતાં ત્યારે તેઓ સાથે ઉઠીને આવતા. ભલીબાઇ કહે લાલાજી આવ્યા. ત્યારે શ્રી ગોપાલ કહે હાં બાઇજી આવ્યા, પછી હિતભર પ્રસન્ન થઇ, મોદ સહિત ભલીબાઇ સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યા. પછી ભલીબાઇ પુછતાં કે લાલાજી જે જે પ્રસંગ તમોએ કાકાથી સાંભળ્યાં હોય, શ્લોક પદો તથા વચનામૃતો, તે તે જે જેણે પ્રકારે તે તેણે પ્રકારે કહો. તે શ્રી ગોપાલ ભલીબાઇ શું ઉત્સાહપૂર્વક કહેતા, જેમ કાકા જાગી ન જાય તેમ ધીરેથી કહેતા, તે ભલીબાઇ એક ચિત્તે સાંભળે ત્યારે ભલીબાઇ કહેવા લાગ્યાં કે લાલાજી મારગકો તત્વાર્થ ફલકો દાન તુમહી કો કર્યો છે. તુમહી જાનો એણી પેરે જેમ અન્ય કોઇ જાણે નહીં તેમ એકાન્તે બેસી વાતો કરતા અને



ખવાસને કહી રાખેલું કે કાકા મેરે નામ લેકે પુછે તો તું એસી કહીઓ કે અબહી આવે હૈ. એ કહેવાનો અભિપ્રાય કે આ ભલીબાઇથી જે વાતનો લાભ મળે છે તે મળશે નહી અને મને વરજસે કે આપ તુમ કયું યેગ ઉઠકે આવત હો સો વચન માનનો પડે, એહવા શ્રી ગોપાલ ભલીબાઇનો પ્રકાર છે. એહેના ભાગ્યનું શું કહીએ !

※

## પ્રસંગ ૪૯ કૃષ્ણદાસી દામોદરદાસી
## ગામ ઉદેપુર
### જ્ઞાતિ ગૌડ બ્રાહ્મણ

આ બન્ને સેવારમ્ભ મુખ્ય શિરોમણી બડભાગી રસભક્ત સ્નેહરસે ભરપુર હતાં. દામોદરદાસી અને ગૌડ બ્રાહ્મણ હતાં. ઉદેપુરનાં રહેવાસી હતાં. જ્યારે ઉદેસિંગ રાણાને ત્યાંહાં ઉદેપુર રહેતાં. જ્યારે શ્રી ગોકુલેશજીની લીલા રસ મારગ પ્રગટાવાની ભૂતલમાં ઇચ્છા થઇ ત્યારે રસપોષણ એતદ અર્થે આગળ થકી પ્રગટાવ્યાં છે. તેઓને પૂર્વસંબંધ લીલાનું જ્ઞાન હતું. તે જ્ઞાનશક્તિથી કરી શ્રી ગોકુલેશજીના અંગીકૃત અંગવદ પૂર્વની જ્ઞાનદૃષ્ટિએ શ્રી રૂકમણીજી પાસે એ પ્રાગટ્યની અભિલાષાએ ખવાસીમાં રહ્યાં. જ્યારે એ પ્રાગટ્ય થવાનું હતું ત્યારે આગળથી જ સર્વને કહયું હતું કે એ પ્રાગટ્ય થશે. જ્યારે એ પ્રાગટ્ય થયું, થતાં જ પોતે ઓળખીને સર્વને ઓળખાવ્યું અને આયો મેરો શ્રી ગોકુલનાથ એમ ગાઢ ઉચ્ચારે કરી જણાવ્યું અને એતન મારગી ભક્તને કહયું કે આ જ એ રસોદય શ્રી ગોકુલેશજી છે. આજ પ્રાગટ્યે સર્વેના મનોરથ પરણ થશે એ પ્રાગટ્ય શ્રી ગુસાંઇજીએ જાણીને કહયું. આયો મેરો વલ્લભ. વલ્લભ શબ્દ સુંદર પ્યારી વસ્તુને કહે છે એ ભાણી પોતે વલ્લભ પાડ્યું અને ભક્તનું જીવનધન માટે એ કૃષ્ણદાસીજીનું

પાડેલું નામ જગત પ્રસિદ્ધ રાખ્યું. પછી શ્રી ગુંસાઈજીએ એ ઉત્સવનું નામ માલા ઉત્સવ રાખ્યું અને મુખ્ય ભોગ જલેબી રાખી. જે રસમાં બુડેલુ એ પ્રાગટ્ય તે જલેબી પ્રાગટ્યે જલેબી મુખ્ય ભોગ રાખેલ છે એવું એ સ્વરૂપ અને એહવા એ ભાગ્યવાન જેને આપણને જણાવ્યું. તે આપણા ભાગ્યનું શું કહીએ?

※

## પ્રસંગ ૫૦ દેવાભાઇ ગામ ઉજ્જૈન

### જ્ઞાતિ સરાણીઆ

ભટ ત્રિકમ નામે વૈષ્ણવ અને આ દેવાભાઇ બન્ને પોતાના કામકાજને લેઇ દુષ્ટ ચિદ્રુપની ગુફા પાસેથી જતા હતા. આ ચિદ્રુપ ક્ષીપ્રા નદી ઉપર ગુફામાં રહેતો હતો. આ દેવાભાઇને એક દિવસે ત્યાંથી જતો જોઇને તેને બોલાવ્યો, પૂછ્યું તું કોણ છે. તેઓએ કહ્યું હું સરાણીઓ છું. પછી તે બોલ્યો તું કોનો સેવક છું? તારા કંઠમા તુલસીની માલા પહેરી છે તેનું કોને ભજું છું? કોની સેવા કરું છું? દેવાભાઇએ કહ્યું હું વૈષ્ણવ છું. મારા ગુરુ શ્રી ગોંસાઇજી છે. એમને મને આ માલા દીક્ષામાં આપી છે. તે પ્રસાદી માલાનો હું જપ કરું છું અને તેઓના ચરણકમલની સેવા કરું છું. એ સાંભલી સંન્યાસી ક્રોધાયમાન થયો; બોલ્યો જુઓ, ભાઇ, વાળંદ મોચી સરાણીઆની કોટે માલાનું આ અનિત. એ ક્રોધવંશ દેવાભાઇને કહેવા લાગ્યો એ માલા તું ઉતાર. ત્યારે દેવાભાઇએ કહ્યું એ ઉતારી કેમ જાય? ઉતારવા પહેરી નથી. જ્યાંસુધી મારા પ્રાણ છે ત્યાંસુધી તે રહેવાની છે. માથા સાટે છે. આ માલા સામું કોઇ જોઇ શકતું નથી. આ સાંભળી ચિદ્રુપે એહો ઉપર બલ કરી જબરજસ્તી કરી માલા ઉતરાવવા ગયા પણ ઉતારી શક્યો નહિ. પછી ત્યાંનો હાકેમ મહંમદ તકીને બોલાવ્યો અને કહ્યુ કે પાદશાહનો હુકમ છે કે તુલસીની માલા કોઇ પહેરી શકે નહિ. ને આ દેવાભાઇ ઉતારતો નથી તો તું તેની કોટેથી માલા ઉતરાવ. બધાએ ઉતારી છે ને આ ઉતારતો નથી અને પાદશાહના હુકમને માનતો નથી. પછી દેવાભાઇને મહમદ તકીએ બોલાવ્યો અને કહ્યું કે તું માલા ઉતાર. તે સાંભળી દેવાભાઇએ મનમાં દૃઢ ધીરજ ધરી કહ્યું, આ માલા જગદીશની આપેલી છે તે કેમ ઉતારી જાય? આ માલા સામું કોઇ જોઇ શકતું નથી ને ઉતરાવી પણ શકતું નથી. એહવો કોઇ છે નહી. આ વચન સાંભળી હાકમ મહંમદ તકીએ હુકમ કર્યો કે હાથી તલે ગુંદાવી (ચકદાવી) દો. આ હુકમ સાંભલતાં, હાથી આવ્યો અને ઉભો રહી ત્યારે દેવાભાઇ બોલ્યા કે વાર કાં લગાડો છો, તરત જ મહાવતે ખીજને હાથી એના ઉપર અંકુશ મારી હાંબીને કહ્યું પણ હાથી એક પગલું આગળ ભરે નહીં. ડગે જ નહી. રીસવશ ક્રોધાયમાન થયો, પણ દેવાભાઇ ઉપર આવે જ નહિ. પછી ત્રણવાર આમ અંકુશ મારી કહેવા લાગ્યો. પણ હાથી ડગે જ નહીં. પછી બીજો હાથી મદગલિત મહાન્ધ મંગાવ્યો. તે દેવાભાઇને જોઇને નાઠો તેના નાસવાથી બીજા ઘણા લોકોનો વધ કરતો ગુંદી નાખતો નાઠો. તે મહાવતના હાથમાં રહ્યો નહી. આ મહંમદતકી જોઇને આશ્ચર્ય થઇ ગયો અને કહેવા લાગ્યો કે આ માલાના રક્ષક જગદીશ છે અને જગદીશની આપેલી છે. એ ફકિર છે. એહોની માલા ઉતારી કોઇથી ઉતરી શકે તેમ નથી અને એ ચિદ્રુપની નિંદા કરવા લાગ્યો અને ઊંચા સ્વરે કહેવા લાગ્યો કે એ માલા પરમેશ્વરની આપેલી જ છે. પછી દેવાભાઇને નમસ્કાર કર્યા અને ગુના બક્ષીસ કરના એમ માફી માગવા લાગ્યો. અને મેં જે અપરાધ કર્યો છે તે આ પાખંડીના કહેવાથી કર્યો છે. તમો ભગવાનના દાસ છો એમ કહી પછી મહંમદ તકીએ કસબારી ભરતની પામરી દેવાભાઇને આપી પ્રણામ કરી વિદાય કર્યા. આ

અનાવથી મહમદ તકીનો ત્યાંથી અધિકાર છીની લીધો અને એહોની જગ્યાએ તેઓના સ્થાન ઉપર એક દુર્ગાદાસને હાકેમ નિમ્યો.

પદ - નવતિ હીપા તીર અલંગન જુરિભિર.
હુકમ ફ્રીર પકરાય ભકત ચારપેં-૧
કહે તે તુલસીમાલ ઉતરાવન તતકાલપેં,
ઉર્ધ્વ પુંન્ડ્ર રેખાભાલ મિટાવન અનાથપેં-૨
શ્રી વિઠ્ઠલ રાજકુમાર કૃપા સાગર, હાલાહાલ તાબપે-૩
કહત ગદ્દર ગોપાલ દેવાકી પુકાર સુનત, છુન થાય
માની હાથી કે લલાટ મેં-૪

※

## પ્રસંગ ૫૧ — માની બાઇ — ગામ આગ્રા

### જ્ઞાતિ રજપુત

આ પ્રસંગ મથુરામાં ચિદ્રુપના ઉપદ્રવમાં પાદશાહ જહાંગીરે કરેલો હુકમ. શ્રી ગોકુલનાથજી તુમ બાબાજીકા કહા માનતે નહીં હો, અર, હમારા હુકમ માનતે નહી હો, તુમ માલા બાબાજી કે કહે ઉતારો. એ મારા હુકમ હે, નહિ તો આપ લીખદો, જેસા બાબાજી કહેંગે તેસે કરેંગે. પછી શ્રીજીએ ત્યાંથી લખી આપ્યું કે, હમારા ધર્મ સહિત જો બાબાજી ઉચિત કહેંગે સો કરેંગે. જીસમેં હમેશ ધર્મ રહે સો બાત માનેંગે.

પ્રસંગ આ મથુરાનો

આ માનીબાઇએ ગજસિંગ ભૂરટીઆ રજપુતની બેટી થાય. તે પાદશાહ જહાંગીરની મહેતારી (મા) નામ મરિયમ પાસે બાઇ પણામાં રહેતી હતી. તે માનીબાઇએ જોયું કે પાદશાહ ગોકુલનાથજી પર ગુસ્સે થયેલછે અને ઝેર ઉત્પન્ન થયું છે તે જોઇને (બાઇ)



દોડીને મરિયમ બાઇને અરજ કરી, પાદશાહ જો ગોકુલનાથજીને ફરીથી કાંઇ વધારે આગળ કહેશે તો હમો સર્વે રજપુતાનીઓ કટારી ખાઇ મરશું. આ સાંભળી પાદશાહની મહેતારી મરિયમ દોડીને નુરમહેલ જે જહાંગીર પાદશાહની બેગમ હતી તે પાસે જઇને સર્વ (વૃત્તાંત) સમાચાર કહ્યા. આ સાંભળી નુરમહેલે પાદશાહ પાસે જઇને કહ્યું, એક જીવ દુઃખી કિયા ભલા કે દુનિઆ દુઃખ પાવે સો ભલા. સારા જગતકું દુઃખ દઇને એક બાબાજીકી રખ રાખની એ ક્યા?

એ રજપુતાનીઓ કહે છે કે હમો હિન્દુ બનીને તમારી નોકરીમાં રહીએ છીએ જો હમારો કહી પાદશાહ આજ નહીં માનેંગે અને શ્રી ગોકુલનાથને જો કાંઇપણ આગળ કહેશે તો હમો હમારા કુન્ડવા સહિત મરશું. હમારે જીવીને શું કરવું છે એ સર્વેએ નિશ્ચય કર્યું" છે અને સર્વે મરવા તૈયાર થયું છે. નુરમહેલ પાદશાહને કહે છે કે વે ગોકુલનાથ બડે હે ઉનકી દુઆ લેની ચાહીએ. અને તમો બાવાજીની દુઆ લો છો. સોએ કાહા કાજની, ત્યારે નુરમહેલને પાદશાહ કહે છે એ ગોકુલનાથ બાબાજી શું મિલકે એક રસ ક્યું નહિ હોત હે?

ત્યારે નુરમહેલે કહ્યું કે એક રસકી કાહા ચલે? વે ગોકુલ નાથ એક રસ સબ કરેંએગે એવાં વચન કહી પાદશાહને સમજાવ્યા. આ પ્રભુઇચ્છાએ માનીબાઇની સેવાનો પોતે અંગીકાર કર્યો છે.

※

## પ્રસંગ ૫૨ — મુકુન્દદાસ — ગામ સંભલ

આ મુકુન્દદાસ શ્રી ગુસાંઇજીના સેવક હતા તેઓ બે ભાઇ હતા. તેઓને ઘરે શ્રીજી પધાર્યા ત્યારે એમણે શ્રીજીને નૌતન ઘરમાં પધરાવ્યા.

નૌતન વાગો ધરાવ્યો. વિવિધ પ્રકારના શિંગાર કરાવી, આરતી ઉતારી, ભેટ ધરી શ્રીજીને ચરણે નમ્યા ત્યારે શ્રીજીએ આશીર્વાદ આપ્યો અને પાંચ દિવસ પ્રભુ એઓ ઘરે બિરાજ્યા. ચાચા હરિવંશજી શ્રીજી સંગે હતા. ત્યાંહાં શ્રીજીને આંબા આરોગાવ્યા છે. તે ચાચાજી આંબા મીઠા જોઈ રસ ચાખી ચાખીને શ્રીજીને સમ દઈ દઈને આરોગાવતા. એ ચાચાજીનો સ્નેહ જોઈ પોતે પ્રસન્ન થઈ આરોગતા અને શ્રીજી આરોગી પાછા ચાચાજીને આપતા જાય. આમ પરસ્પર ઉભયતા હાસ્ય કૌતુક કરતા આંબા આરોગતા જાય. આવી રીતે ચાચાજીએ શ્રીજીનાં લાડ લડાવ્યા. શ્રીજીને મીઠા આમ ઉપર રુચી ઘણી જ હતી. આ મુકુન્દદાસભાઈ જોઈ જોઈ પોતાનું ધન્ય ભાગ્ય માની ચાચાજીની કૃપા વિચારતાં. એ સમયના અનુભવને શું કહેવું! એ મુકુન્દદાસભાઈએ પાંચ દિવસ સુધી સુખ અનુભવ્યું છે. એહેના ભાગ્યનું શું કહીએ!

## પ્રસંગ ૫૩ — હરિદાસ તોમરનો પ્રસંગ
### ગામ કાશ્મીર
#### જાત-રજપુત

આ હરિદાસ તોમર વૃન્દાવનના હરિવંશજીના સેવક હતા. તેહેના ગુરુએ મથુરામાં વિઠ્ઠલના કહેવાથી માલા ઉતારી અને હરિદાસે ઉતારી નહીં હરિદાસે કહ્યું શ્રી ગોકુલનાથજીએ માલા ઉતારી નથી તો માલા તો માથા સાટે છે. તો તે કેમ ઉતારી જાય શ્રી ગોકુલનાથજીની પાછલ હું છું. એ ભક્તરક્ષક છે એમનું થશે તે મારૂ થશે એ આશયે ફરી માલા તિલક સહિત રહેતા અને માલા પહેરી તે પહેરી એ દૃઢ વિશ્વાસ રાખ્યો.

**પ્રસંગ ૧**

એહેને વિશે શ્રીજીએ કહ્યું, ભગવદીયત્વ સ્થાપન તે કર્યું છું :–



એક સમયે શ્રીજી આગરે પધાર્યાં હતા. રાજકાજ માટે ત્યાંહાં મોહબતખાનની હવેલીએ સર્વ સમાજ સહિત શ્રીજી બેઠા. એવે સમે મેહ આવ્યો ત્યારે વૈષ્ણવે પ્રભુ ઉપર સકલાત ધરી. તે સમે હરિદાસ તોમર ત્યાંહાં હતા. તેઓએ એહવી વાત કહી, શ્રી ગોવર્ધનઉદ્ધારણ સમે ચાલ્યું નથી તે આજ મેહ આવીને એહેને અહીં શું કરશે! એ સાંભળી શ્રીજી પ્રસન્ન થયા અને શ્રીમુખથી એક વાત કહી એ હેવો કોણ સમે બેઠું છે, અરે કોણ ઉપજ્યો. આવ એ ભગવદીઓના સંગનતો પ્રભાવ એજે પ્રકારે ભાગ્યવાન હરિદાસ તોમરને દાન કર્યું. નહી તો એ ભિન્ન મારગીને બુદ્ધિ ક્યાંથી ઉપજે. એટલા માટે જે શ્રીજી વિશે સ્વરૂપાસક્ત હતો.

**સિદ્ધાન્ત શ્રી મુખે કહ્યો છે તે પ્રસંગ :**

જે ભક્તને જેવો રસે સ્વરૂપરૂપ સ્વરૂપ હોવે, તે રસાનુ ધર્મનું આચરણ સ્ફુરે. તેહનું પ્રભુપાન કરે પ્રભુ ભાવથકી છે ભાવ પ્રગટ હોવે ત્યાંથી કરે અંગીકાર ઉત્તમ મધ્યમ હીનતાએ સહુ ભાવે સિદ્ધ થાય છે. સર્વનું તારતમ્ય તે ભાવથીજ જાણવે જે ભાવે કરી સન્મુખ થયો તેને અન્ય બીજું કર્તવ્ય નહી સર્વ ધર્મનું મૂલભાવ ને ભાવ ન્યામિક છે અહીંયા આ માર્ગે મુખ્ય ભાવજન્યામિક ભાવે ભગવદીયત્વ અંતરંગ થ જણીરસતાનું મૂલ ભાવ તેજ સત્ય. મનોરથ ભાવાત્મક છે. ભાવ સ્વરૂપાત્મક છે સાર ભાવ શું સંબંધ તેને સ્વરૂપ શું સંબંધ જાણવો નિરધાર.

**પ્રસંગ ૨**

આ હરિદાસ તોમર જ્યારે શ્રીજી કાશ્મીર પધાર્યાં ત્યારે ઘણા રાજપુત સાથે શ્રીજી સામો આવ્યો. શ્રી મહાપ્રભુજીના સુખાસન આગલ આવી શીશ માંહાં બેઠો. દંડવત કર્યાં. ત્યારે શ્રીજીએ કહ્યું આવો આવો હરિદાસજીની કૈસી હો ઉડો ઉડો, બીમહિગો ચાલો ફીયમા, ત્યારે હરિદાસ બોલ્યા, રાજ રાજ મહારાજ ધિરાજ વાગે એ અબ સમયો હમારે આજ

જબકી મેરે દરશન રાજ કો કીનો શ્રીમુખ જેથું ગેલર મન હરખ અપાર. સેવક ઉપર પ્રભુજી સદા ઉદાર. આ હરિદાસભાઈ દેશાધિપતિ જહાંગીરનો ખડગધારી અંગરક્ષક નિકટવરતી વિશ્વાસપાત્ર બાદશાહનો હતો. આ હરિદાસ તોમર ટેકવંત સભટ શુરવીર અનન્ય સ્વરૂપાસક્ત હતા.

## પ્રસંગ ૩

આ હરિદાસ તોમર જ્યારે શ્રીજી રાજદ્વાર પધારે છે ત્યારે એણે સમે સર્વાત્મના એ સાવધાન થઈ પોતાના ધર્મને અર્થે ધારજ બાંધીને નિશ્ચય કર્યું". જો શ્રી ગોકુલેશજીને દીલ્લેશ બાદશાહ આજ કાંઈક કહેશે તો મારૂં મન માનતું કરીશ. મરણ લઈશ. ત્યારે તેઓએ અશ્વપાલક પોતાનાને પોતે બોલાવીને કહ્યું. જે મહારા ભંડારે તો એવો કાંઈ દ્રવ્ય નથી, પણ તારાથી ઘોડશાલમાંથી ઘોડા લેઈ જવાય તેટલા ઘોડા લઈ જઈને વેચી આવજે. તેનું જે કંઈ દ્રવ્ય આવે તે સહુ વૈષ્ણવને તેડી ઉત્સાહે ઉત્સવ કરજે ને પ્રસાદ લેવડાવજે. મારે તો માત્ર જીવવું આટલું બન્યું છે. હું તો જો બાદશાહ ગોકુલનાથજીને આજ કાંઈ કહેશે તો તરવાર પહેલી આવું. એહોને જ કાજ જોઈએ છીએ જે હવે શું થાય છે. માટે તું રહેજે સાવધાન. એમ પોતાના અશ્વ રખેવાળને કહી રાખ્યું. એહવા એ હરિદાસ તોમર મહાશુરવીર મહા તામસી અનન્ય ભક્ત હતા.

## પ્રસંગ ૪ હરીદાસ તોમરનો પ્રસંગ

કરનાર બાબુરપોરનો રાજા નામે આરંગદે તે દેશાધિપતિ જહાંગીરની ખવાસી કરતો હતો. તે હરિદાસ તોમર ઉપર દ્વેષતા રાખતો હતો. તેણે એક દિવસે દ્વારપાલને કહ્યું કે હરિદાસ તોમરને તું ભીતર પેસવા દેશ નહીં. કહેજે કે બાદશાહે આજ્ઞા કરી છે કે માળા ઉતારીને અંદર આવે, નહીં તો આવે નહીં. તે હરિદાસને આવતાં દ્વારપાલે રોક્યો. ને કહ્યું કે મહીપાલની આજ્ઞા છે કે માળા



સહિત ભીતર ના આવે. માળા ઉતારીને અંદર આવે. ત્યારે શુર સભટ ધર્મજ્યે કહ્યું કે શું કહ્યો પછી આરૂણીએજ એ માળા ! ઉતરસે બાદશાહ હમને કાજને મોકલે છે ત્યારે તે કાજ કરૂં છું કે પછી ત્યાંહાં માથું આપું છું. એક શેર ચુનના કારણે શિશ દઉં છું. તો આ તો હમારૂં સર્વસ્વ છે. એમ કહી પછી મુછે વલ ચાલીને માળા સહિત ભીતર ગયા. દ્વારપાલ તો જોતો જ રહી ગયો. તેઓના સામું જોઈ શક્યો જ નહીં. ત્યાંહાં ભીતર આરંગદે દેશાધિપતિ પાસે ઉભો હતો. તેને બાદશાહને કહ્યું સર્વેએ માળા ઉતારી છે ને આ હરિદાસ ઉતારતા નથી. તમારી આગલ માળા તિલક સહિત આવે છે. ત્યારે નૃપે આરંગદેને તે કહ્યું એ હરિદાસ કાહા કહત હૈ. ત્યારે આરંગદે કહે કે રાજ એ એમ કહત હૈ કે એક ચુનના કાજે શિશ આપીએ છીએ. એક નોકર થઈને એક શેર ચુન માટે માથું આપીએ છીએ આ તો હમારો ધર્મ છે સર્વસ્વ છે, તો માથું કાપે પછી માળા ઉતરશે. એ સાંભળી બાદશાહે આરંગદેને કહ્યું મેરે માલાસે કાહાકાજ એસે શરીર મનુષ્યનકુ મેં દેખ્યા કહે. એસે મનુષ્ય હૈ કાહાં. એહોની શુરવીરતા ઉપર બાદશાહ પ્રસન્ન થયો ને કંઈ બોલી શક્યો નહીં. એવો વિશ્વાસપાત્ર હરિદાસ તોમર હતો. એહોના સાહસ, શુરવીરતા અને તામસી વૈષ્ણવની શ્રી મુખે વર્ણવાદ પ્રસન્ન થઈને વાત કરી. એહોના ભાગ્યનું શું કહીએ ?

卐

## પ્રસંગ ૫૪ કેસરદે ભગવાનદાસ ગામ પટ્ટી લાહોર પાસે

આ કેસરદેએ પ્રભુ શ્રી ગોકુલનાથ ગોવિંદ બાગ પધાર્યા છે, આ વધાઈ સાંભળીને પોતાનો પુત્ર મુરલીને કહ્યું, શ્રી મહાપ્રભુજીને અપને ઘરે પધરાવવા જાવ. તે પોતે વાઝંત્રી અને ઘોડાઓ સંગે

સ્વાર અને ગામના સુપ્રસિદ્ધ સહિત સમૃદ્ધ સામા ગયા. અને વિનંતી કરી ઘરે પધરાવી લાવ્યા. આ વખતે ભગવાનદાસ ઘરે હતા નહીં. શ્રીજીને પધરાવવાની સર્વે તૈયારી કેસરદેએ પ્રથમથી જ કરી રાખી હતી. એ શોભા અનિર્વચનીય અને ભવ્ય સુંદરતાનું વર્ણન કવિઓથી પણ થઈ શકે નહીં. શોભા જોઈ શોભા પણ લજ્જિત થઈ ગઈ. સારા ગામમાં છીડકાવ સાથે તોરણો, ધજા પતાકા અને મખમલના બિછાના, પાટ પાથરણાં, દીપ અમૂલ્ય વસ્ત્રથી ભર્યું ભર્યું હતું. અને અમૂલ્ય વસ્ત્ર પહેરી સિદ્ધ થઈ પોતે મંગલ થાલ લેઈ દ્વારે સન્મુખ ઊભાં રહ્યાં. શ્રીજીને તિલક અક્ષત કરી, ખંડીપીંડી ઓવારી અને સોનારૂપાનાં ફૂલે વધાવી ભીતર ગાદીતકીએ પધરાવ્યા. પછી ભોગ, બીડાં, સુગંધ, દ્રવ્ય ઉપેખ્યા અને પ્રભુજીને હાથ જોડી સન્મુખ મર્યાદરહિત ઊભાં રહ્યાં. અને ચિદ્રુપની પ્રશંસા કરી, અને એનો મોટો ઉપકાર માની અને કહેવા લાગ્યાં કે તું ધન્ય છે. ભલે મથુરામાં આવ્યો જેથી મહાપ્રભુજી મારે ઘરે પધાર્યા તારા જેવો બીજો કોઈ ઉપકારી નથી, જે તારી સમતા કોનેકહીએ અને ગોદ પસારીને માગે છે કે તારી બલાયો તે હમને લાગે, તું ચિરંજીવો કોટ વરીસ એમ ચિદ્રુપને આશિષ દીધી. શ્રી પ્રાણપ્રભુ મહારાજ એહેનો વિવશ ભર્યો ભાવ જોઇ ઘણું રીઝ્યા. પછી રસોઈ પાક સિદ્ધ થયો એટલે પોતે ભોજનને પધાર્યા ત્યાંહ વિવિધ પ્રકારનાં વ્યંજન, અટરસ ભોગ સહિત દૂધ દહીં વગેરે પકવાન કરી મહા ઉત્સવનું સુખ લીધું અને પ્રફુલ્લિત થયાં. પછી વૈષ્ણવોને સામગ્રીની વિનતી કરી કે રાજ રાજ, એ મારી સામગ્રીનો અંગીકાર કરે. ત્યારે શ્રીજી બોલ્યા એ નાહી લેએંગે. કછુ લેવે તો લેવે એકલો દહીં, પછી કૃષ્ણ પારેખ ને નાથભાઈને તેડીને, મુસકાઈને કહ્યું આજ મેં તુમકુ કહું હું ખાનપાનકે લીએ કછુ નાહીં કહુગજી. મેરે કહેનો કે વિચાર કરીકે ઇનકે દહીકો કરો અંગીકાર. શ્રીજીનો અતીશય આગ્રહ જોઈને એક દહીં લીધું. સૌ કેની રસોઈ વૈષ્ણવોની



દેશાધિપતિના બાગમાં થતી હતી. ત્યાંહાં કેસરદેએ રખેવાળને કહેવડાવ્યું કે મારો હુકમ છે કે જે ત્યાંહાં રસોઇ કરે તેઓને ત્યાંહાં કરવા દેશો. કોઈને કાંઇ બોલશો નહીં. એ મારું કહ્યું માનશો. પછી લાહોરથી ભગવાનદાસ આવ્યા. બીજે દિવસે શ્રીજી પાસે આવી ઊભા રહ્યા અને પોતાનું ધન્ય માન્યું કે મારે ઘરે આવી સ્ત્રી છે. એ જોઇ પોતાનું ભાગ્ય સરાહી રીઝ્યા. અને ગામમાંથી તેલી, બજાજ, સુગંધી વાસાણી, વળી જે જે છત્રીસે કારખાનામાંથી દરજી, સુતાર, લુહાર, મોચી, સહુને તેઓને આજ્ઞા કરી કે, જે કોઇ આવે તુમારે ઘરે હાટે અને જે સર્વે જે માગે જે કોઇ જેવુંવાર તેવુંવાર તે સમયે તેઓને આપજો અને જે કાજ કહે તે વિના વિલંબે કરજો. કાંઇ એક વિચાર વિલંબ કરશો નહીં, અને કહ્યા પૂછવાની વાટ જોશો નહીં, કાજ અટકાવશો નહીં. જે પૈસા હોય તે અહીં આવી હમારાથી માંગી લેશો. એહેથી કોઇ કંઇ માગશો નહીં. એવી દાંડી પીટાવી સારા ગામમાં કહેવડાવ્યું કે શ્રી ગોકુલનાથજીકે કોઇપણ માણસ કે વૈષ્ણવો આવે તેને જે માગે તે આપશો. અને જન્માષ્ટમીનો ઉત્સવ પણ એહેને ઘરે બડી ધામધૂમથી કર્યો અને ચાર દિવસ પ્રભુ ત્યાંહાં બિરાજ્યા અને સમૃદ્ધિ સહિત પેંડાનો સરંસાજ આપી માણસો સાથે વાજતેગાજતે પટીથી શ્રીજીને પધરાવ્યા. તે ઠેઠ લાહોર સુધી સર્વ સમૃદ્ધ પહુંચાનેકો ગયે એહેના ભાગ્યનું શું કહીએ !



## પ્રસંગ ૫૫ — ઘનશ્યામદાસજી
## ગામ લાહોર

આ ઘનશ્યામદાસજી બડા વૈભવવાન અને રાજસી હતા. એહેો ન્યાતે ક્ષત્રીય હતા. ઘરે શ્રીજી પધાર્યા અને દશ પાંચ બી જન, બડી વૈભવવાન અને નવજોબના, સુંદર સ્ત્રીજન શ્રીજીના

દર્શનને આવ્યા. અને નામ પામી વૈષ્ણવ થયાં અને એહોમાં એકનું રૂપ જોઇને શ્રીજી ચકિત થયા. એટલા રૂપવતી ક્ષત્રાણીઓ આવી. ધનસ્યામદાસે એક અમુલક ઘોડો સિંગાર સાથે શ્રીજીને ભેટ કર્યો. અને તેનું નામ શ્રીજીએ નીલો રહેવાલ પાડ્યું અને એક સુખાસન સુંદર મખમલી સાજથી ભરેલુ સમર્પ્યું". તબ શ્રીજી બોલ્યા કે મેં એવું કબ, જે કોઇ હિન્દુ ઉઠાવે તબ મલેચ્છ હમારે કાજ આવે નહીં. પછી સારા ગામમાં શોધખોળ કરતાં કોઇ મળ્યા નહીં, હિન્દુ અને સાત કહાર જાતના મળ્યા એ વાત શ્રી મુખે શ્રી ગોકુલ પ્રફુલ્લિત થઇને બહુ વાર કરી છે. પછી આ સુખાસન અને કહારોને સાથે અનંત મારગની સામગ્રી સાથે શ્રીજીને 'આગલ જ્યાંહાં રસમી વાટ આવે છે ત્યાં મોકલ્યું'. એ હતા ભાગ્યવાન ભગવદીભાઇ ધનસ્યામદાસજી હતા. એહોના ભાગ્યનું શું કહીએ !

※

**પ્રસંગ ધનાભાઇ**

**૫૬ ગામ–દધાલીઆ**

**મોડાસા પાસે**

આ ધનાભાઇ ગામ દધાલીઆ મોડાસા પાસેના હતા. તેઓ ઘણાં ધનાઢ્ય હતાં. તેઓ ઘણા વૈષ્ણવો સાથે ગોકુલ આવવા નીકળ્યા. મારગમાં જાણ્યુ થઇ કે ગોકુલથી શ્રી ગોકુલનાથજી ગુજરાત પધારે છે. આ સાંભળી વિવશ થઇ કહે હાય હાય હવે શું કરું ? પોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યાં, એમ કરતાં એક ઉપાય શોધ્યો. જે ત્યાંહાં વરસાદ ઘણો વરસે, જેને કરી મારો ઠાકોર રોકાઇ જાય. નીકળી શકે નહીં. તે ઉપાયે મેઘને વિનતી કરી કહ્યું કે તું ત્યાં એવો વરસ કે જેથી કરી મારો વાહાલમો નીકળી શકે નહીં. હું તને મેવ લાડુ કરી જમાડીશ. અહીં ગોકુલમાં શ્રીજીએ જે ગુજરાત પધારવાનું મહુરત લીધું હતું, તે



મહુરતે વરસાદ ઘણો જ આવ્યો. એ પછી એ મહુરતમાં આગરાના ગોવિંદદાસ વૈષ્ણવે ખોડ બતાવી ત્યારે શ્રીજીએ જોષીને બોલાવી પૂછ્યું કે કોઇ તમારા મહુરતમાં ખોડ બતાવે છે. તો તે જોષી ભ્રગુટી ચઢાવી રીસ કરી બોલ્યો, એવો કોણ છે જે મારા મહુરતમાં ખોડ બતાવે ? પરંતુ તે જોષીએ ફરી વિચાર્યું", એવું તો જેનાં પોતાની ભુલ દેખાઇ, ત્યારે શ્રીજીને પૂછ્યું કે એ કોણ છે મને બતાવો. ત્યારે શ્રીજીએ આંગળી કરી એ વૈષ્ણવને બતાવ્યા. ત્યારે તે જોષી તેઓને નમસ્કાર કરવા ઉઠતા હતા ત્યારે શ્રીજી વરજ્યા રહો, રહો એ વૈષ્ણવ છે. આ નિમિત્તે ફરી પ્રભુ દોઢ મહીનો રોકાયા. એટલામાં ધનાભાઇ આવી પહોંચ્યા. નીકળતાં જ પ્રભુજીને દંડવત કર્યાં. શ્રીજીએ કુશલ સમાચાર પૂછ્યા, પછી શ્રીજીએ પ્રસ્થાન કર્યું" સાથે ધનાભાઇ પણ પાછા સંગે ચાલ્યાં, પછી શ્રીજીએ કહ્યું ધના તું આગે ચાલ તો રાજ આપ વચન આપો કે મારે ઘરે પધારો. એ વચન લઇ ધનાભાઇ આગળ ચાલ્યાં પછી શ્રીજી એહો ઘરે પધાર્યાં.

પ્રસંગ ૨

મોડાસાનાં જમનાભાઇ ભાગ્યવાન ભગવદી પરમ નિષ્ઠાવાન શ્રી ગોકુલેશજી વિશે આસક્ત હતાં. તેઓ મોડાસાથી ગોકુલ આવી વાસ કરી રહ્યા છે, અને મંદિરમાં ગોબર થાપવાની સેવા કરી.

※

**પ્રસંગ દામોદર**

**૫૭ ગામ ગોકુલ**

આ દામોદર જીવીબાઇનો પુત્ર. સંવત ૧૬૭૬ ના ફાગુન વદી ૧૪ ના માતાના મામલે શ્રીજી મથુરાં પધારેલા ત્યારે આ દામોદર અને વિશ્રામભાઇ પાસેથી હટ્યા નથી. નિકટ જલપાનનો

ત્યારે માવજીભાઈ નીચી દષ્ટ ચરણારવિંદે કરી બોલ્યા. રાજ, રાજ, શ્રીજીનું સર્વસ્વ છે તે સત્ય પણ મારી એ મત નાહી મારું સર્વસ્વ તે આ ચરણ, એમ કહી એહોએ શ્રીજીના ચરણ દેખાડ્યા અને મારું સર્વસ્વ છે આ રાજના ચરણ. પ્રભુનું ધર્મિષ્ઠ વચન માન્યું નહીં. એહવા ભગવદી ભાગ્યવાનના ભાવની સરાહના કરી.

## પ્રસંગ ૫૯ મુકુન્દદાસ અને ઉધવજી

### ગામ રાજનગર

### હાલ મુકામ-કાશ્મીર

જ્યારે શ્રીજી કાશ્મીર પધાર્યા, પ્રવેશ કર્યો ત્યારે આ બન્ને બાપ-બેટા શ્રીજી પાસે આવી અને તે સમયે શ્રીજીને બીરાજવા માટે મખમલની ગાદી લાવ્યા. તેહ સમયે કલ્યાણજી શાહ અને પુરુષોત્તમદાસ મહેરાએ કહ્યું કે આ સમય શું મખમલની ગાદીએ બેસવાનો છે? એટલે એ ગાદી હમણાં એમજ રહેવા દો ત્યારે શ્રીજીએ વચન કહ્યું. એહુ સમયે કાહાં હોઉ મખમલ પર બેઠત નાહી. યહાં કહુકે ડર લાગત હે, લાઓ યહાં મેરી પાસ. મેં બેઠુંગો ગાદીપર અબહી. એ હમારે આજહી કામ આવશે પછી આપ મખમલની ગાદીએ બિરાજ્યા. એહોના મનોરથ પૂરણ કર્યા.



## પ્રસંગ ૬૦ બડા માધવદાસ

### ગામ ખંભાત

આ માધવદાસભાઈ દલાલ અને જીવુભાઈ પારેખ શ્રી ગુંસાઈજીના સેવક હતા અને ગામમાં અગ્રગણ્ય હતા. શ્રીજી જ્યારે



ગુજરાત પધાર્યા ત્યારે શ્રાજલેગાજતે વરઘોડો કાઢી પધરામણી કરી મોટો ઉત્સવ બહી ધામધુમથી કર્યો હતો. તે જ વખતે સર્વે વૈષ્ણવોને આ ગોકુલેશજીનું સ્વરૂપ પૂર્ણ પુરુષોત્તમ, ધર્મરક્ષક છે તે જણાવ્યું હતું. ને તે વખતે વૈષ્ણવોને પોતે પોતાનો અનુભવ જણાવ્યો કે માલા તિલકનો એક મામલો મોટો આવી પડશે. તે મામલા વખતે આ શ્રી વલ્લભ જ એ ધર્મ રાખશે, બીજા કોઈથી નહીં રખાય. આ ધર્મરક્ષક છે. આ માટે જ આ પ્રાગટ્ય છે. તે જોવો, તે જોજો. આ લખી રાખ્યું. એહોનો અનુભવ એહોએ આગમન જણાવ્યું. એ ભાગ્યવાનનું શું કહેવું? આ અનુભવ સંવત ૧૬૪૬નો છે.



## પ્રસંગ ૬૧ મુકુન્દદાસ સેખડ

### ગામ ખંભાત

### જ્ઞાતિ વાણીઆ

આ મુકુંદદાસ સેખડ શ્રી ગુંસાઈજીના સેવક હતા. તેઓએ પણ તે જ સમયે એમ કહ્યું, જે એક માલાનો મોટો વિવાદ ઉભો થશે, તેમાં ઘણો જ કલેશ થશે, તે ધર્મ શ્રી ગોકુલનાથજી રાખશે, એ શ્રી વિઠલકુમાર શ્રી વલ્લભ જ રાખશે. બીજા સર્વે બાલકો ધર્મથી ડગી જશે, રાખશે નહીં. એ વાત નિશ્ચય કરી કહું છું તમો તે લખી રાખો અને જે જીવો તે જોજો. આમ સર્વેને પોતાનો અનુભવ કહ્યો. આ અનુભવ સંવત ૧૬૪૬નો છે અને માલાનો મામલો ૧૬૭૬માં થયો. આવા ભાગ્યવાન ભગવદીઓના ભાવનું શું કહેવું?

卐

**પ્રસંગ ૬૨** માંડણભાઈ

ગામ દ્વારકાં

જુગલી બ્રાહ્મણ

આ માંડણભાઈ શ્રીજી પાસે શ્રી મુખ જોઈ બેસતા હતા. અને સર્વોત્તમભાવી શ્રી ગોકુલેશજી વિશે નૈષ્ઠિક ભાવે રહેતા હતા. એક સમયે ઉત્સાપને શ્રીજી વચનામૃત કરતા હતા, ત્યારે પુરૂષોત્તમોના પ્રાગટ્ય વિષે એક વાર્તા ચાલતી હતી. ત્યાંહા શ્રીજીએ કહ્યું કે પૃથ્વીમાં ચાર પુરૂષોત્તમ કહેવાય છે. ત્યાંહાં સર્વ સમાજમાં આ માંડણભાઈ પણ બેઠા હતા. એ બોલી ઉઠયા. જે મહારાજ પુરૂષોત્તમ તો સદાય અહીંયાં જ બેઠા છે. તે તો માગતા ભિખ. જો રાજનું પ્રાગટ્ય થતું નહિ તો, આ રાજના જ પ્રાગટ્યે કરી સર્વએ પુરૂષોત્તમે એ સુખ. આ સાંભળી શ્રી મહાપ્રભુજી ઘણા જ પ્રસન્ન થયા. જ્યારે એહોએ એમ કહ્યું. વળી માંડણ ભાઈએ કહ્યું જે હાથ લાકડી અને કાંધે કામળી લેઈ ગાયો ચારતા તમો જાઓ એ આ સુખ ક્યાં હતું ? જે આજે રાજસભાએ ગાદીતકીએ બેસી હાસ્ય કૌતિક કરો છો. સેજ્યાએ પોઢવું. તેર તેર ભોગ આરોગો છો. એ આ પ્રાગટ્યે જ છે. શિંગાર વિવિધ પ્રકારના ભોગ, રાગ, હાસ્ય, સમાજ સહિત નિસંકોચે ભોજન આરોગો છો તે રાજ તે પ્રાગટ્યે આવ્યા. સુખ ક્યાંહાં હતું ? આ સુણી મુસકાઈ શ્રીજી ઘણુંજ પ્રસન્ન થઈ હાસ્યરસે આવ્યા આ માંડણભાઈના ભાગ્યનું શું કહીએ ? એહવા એ જાણુ શિરોમણિ હતા.

※

**પ્રસંગ ૬૩** શ્યામદાસભાઈ

ભટનાગર કાયસ્થ

આ શ્યામદાસભાઈ અને જાની જમનાદાસભાઈ આ બન્ને શ્રીજીના નિકટવર્તી હતા. જ્યારે શ્રીજી સુખ સેજ્યાએ પોઢતા ત્યારે



ઘરે જતા. એક સમય શ્રીજી સુખ સેજ્યાએ બેઠા હતા ત્યારે આ શ્યામદાસભાઈને પોથી લાવવા કહ્યું. જે જે વાર્તા તમે બન્ને લખી રાખો છો તે વાંચી સંભળાવો. ત્યારે તે વાર્તા વાંચવા લાગ્યા, ત્યારે શ્રીજી સર્વજ્ઞ જાણ શિરોમણિએ સાંભળી અને તેમાં જે સર્વે વાર્તા એવી લખાઈ હતી તે પોતે તેમાંથી અલગ અલગ લખી કાઢવી કરવા જણાવ્યું. તે જેમ શ્રીજી કહેતા કે આ વાતો શ્રી આચાર્યજી કે સેવકોની. આ વાર્તા શ્રી ગુસાંઈજી (કાકા) કે સેવકોની આમ કરતાં એવામાં એક સેવક (હાડકે) ગિરધરજી કે હતે. તે નિકાલી દેવરાવ્યો. એક બે સેવક પોતાના હતા તે સાંભળી કહ્યું કે એ તો મેરે પાસ નામ પાયો હૈ. એ મેરુ સામે રાખેકુ લીયે હૈ. એ સર્વે વૈષ્ણવને બતાવ્યું કે શ્રી આચાર્યજીને ૮૪ વૈષ્ણવ ગણતરીમાં લખાયા. બાકી શ્રી ગુસાંઈજીને બસોબાવન લખાય હતા તે બન્ને અલગ અલગ કાઢીને બતાવ્યા અને બાલકોના વૈષ્ણવ વાસે લીખે હતે સો નિકાલદીને. આ સંપ્રદ શ્રી ગોકુલનાથજીનો વચનામૃતોનો નિત્ય સંગ્રહ પોથીમાંથી આ વાર્તાઓ (બસોબાવન ચોરાસી) છપાઈ બહાર પડી છે તેમજ પોતાની સૃષ્ટિ સ્મરણાર્થે શ્રી અંગદ સ્વરૂપ નૈષ્ઠિક સર્વોત્તમભાવી પણ જાની જમનાદાસજીની પોથીમાંથી લખાઈ છે તે સ્મરણ કરવા યોગ્ય છે.

※

**પ્રસંગ ૬૪** રાય દુર્ગાદાસ

ગામ કાશ્મીર

પ્રસંગ ૧ જાતે કાયસ્થ

આ દુર્ગાદાસ પ્રથમ હરિરાયજીના સેવક હતા. સો શ્રીજી જ્યારે કાશ્મીર પધાર્યા ત્યારે શ્રીજીના સેવક થયા. આ દુર્ગાદાસ રાજદ્વારે જહાંગીર પાદશાહના હાથીખાનાના અધિષ્ઠાતા હતા અને નૂરમહેલ રાજાની બેગમના દીવાન હતા. તેઓ રાત્રે નિત્ય શ્રીજીના દર્શને પાલખીમાં બેસીને આવતા. તેઓ વેગેથી પાલખીએથી ઉતરી

કમાઈ આપવાથી કમાશે. બીજાએ સમરેશો. ફરી વિનતી કરીને કહ્યું જે મહારાજ હું નાહી લઉં. ત્યારે શ્રીજી બોલ્યા શિક્ષાર્થે રાખતા કાજ.

વૈષ્ણવને ઉપયોગ આવે. બીજાનું સમરે તેહ,
ભગવદી વિનિયોગ ન આવે. ક્રમનું' મિટે એહ.
ભગવદીના સમર્પ વિના. સામગ્રી સહુ વ્યર્થ'.
એ સિદ્ધાન્ત સમજાવ્યું. પ્રભુજીએ ભક્ત શિક્ષા અર્થ',
મહાપ્રભુ તણો આશય થઈ. રાખી ત્યાંહાં કમાઈ.
નારાયણદાસ જનોતણા. કૃપા પાત્ર કહેવાઈ.

શિક્ષાર્થ સિધ્ધાંત

ભાવાત્મક સિધ્ધાંત એ છે કે એહો ઘરે પુત્રી. પુત્રાદિક અનંત વસ્તાર કુટુંબ વધારી વેલ વધારે તેમાં જે દ્રવ્યનો ખર્ચ કરે તે લૌકિક કહેવાય અને અલૌકિક જે દ્રવ્ય તે ભગવદ ઉપયોગે ખર્ચાય તે કહેવાય. પહેલું અલૌકિક ભગવદ ઉપયોગે ખર્ચ કર્યા પછી, લૌકિક વ્યવહારિક ખર્ચ આવી પડે તે સંકોચે કરવું. આ ભગવદીયનાં લક્ષણ છે. આ નારાયણદાસ જનોતાને કમાઈ આપી પોતે જન શિક્ષાર્થ બતાવ્યું. એહોના ભાગ્યનું શું કહીએ!



## પ્રસંગ ૬૬ — નારાયણદાસ — ગૌડદેશ બંગાલમાં

આ નારાયણદાસ બંગાલમાં ગૌડ ગામમાં રહેતા હતા અને શ્રીજી પાસે નિવેદન લીધું. એહો ઘણા ધનાઢ્ય અને વૈભવવાન હતા. એમણે શ્રીજીની સુખાકારી સેવા ઘણા વર્ષથી કરી. એહો ઉપર મહાપ્રભુ સદા પ્રસન્ન રહેતા.

**સેવાનો પ્રકાર**

૧ વસ્ત્રમાં મલમલ આખુ થાન વાંસની નળીમાંથી નીકળી જાય તે નારીએલના કુંપામાં ભરીને મોકલાવતા.



૨ પાગ એહવી સુંદર બારીક જે એક કોરામાં જલ ભરીને બીંજાવીને બાંધતા તે બાંધતામાં જ સુકાઈ જતી.

૩ મધ ભમરીનું અને માખીનું સુંદર શુદ્ધ શીશાભરી મોકલતા તે આપ નિત્ય ભોગમાં અવલેહમાં મારતા.

૪ ચાવલ જીનાના સુંદર કોમલ જેની સુગંધનો કોમલતાનો પાર નહીં.

૫ ખાંડ દેવગીરીની ધોળી જ મીઠી અને સ્વાદિષ્ટ.

૬ કસ્તુરી કસ્તુરીના નેફા (ડુંટા) બંધ પેટીમાં મોકલાવતા. સાચી આવી અનંત સેવા પ્રભુના સુખાકારીની ત્યાં બેઠાં કરતા. ધ્યાન હંમેશાં ગોકુલ શ્રીજી પાસે રહેતું.



## પ્રસંગ ૬૭ — પ્રાગદાસ મુલીઆ — ગામ ખંભાત

વાણીઆ

આ પ્રાગદાસભાઈની સ્ત્રીનું નામ સૌભાગ્યદે હતું. આ સૌભાગ્યદે સૌભાગ્ય શિરોમણિ હતાં અને સ્નેહ ઘણુ હતાં. શ્રીજીનું સંબંધના સામર્થે એહોને અનુભવ થયો, કે શ્રીજી ગોકુલથી કાશ્મીર માળાને મામલે પધારીને પાછા દિગ્વિજય કરી બે દિવસથી ગોકુલ પાછા આવ્યા છે ને આનંદ આનંદ ગોકુલમાં થઈ રહ્યો છે, આ અનુભવ થયો.

**પ્રસંગ ૨**

દારકેશજી બાલક તેઓ ગુજરાતમાં ખંભાત ગયેલા. ત્યાંહાં સમાચાર મલ્યા કે ગોકુલથી ગોકુલનાથ કાકા કાશ્મીર માળાને મામલે પધાર્યા છે. એ સમાચાર સર્વે વૈષ્ણવોએ એમને કહ્યા. તેથી જાણી સર્વને ખેદ પ્રશ્ચાતાપ થયો

અને સર્વ વૈષ્ણવોએ અને દારકેશજીએ અન્નનો ત્યાગ કર્યો. સર્વ વસ્તુ હવે મેવો સર્વેએ કોઇ લીધું નહીં, ને મહાન ક્લેશમય આખું ગામ થઇ ગયું. તે ત્યાંથી આ પ્રાગદાસ ક્લેશભર્યા ઘરે આવ્યા, ત્યારે તેમની સ્ત્રીએ કહ્યું ઉઠો પ્રસાદ લો. ત્યારે તેમને કહ્યું આજ તો મારે કાંઇ લેવું નથી ને બજારમાં આવી આવી વાતો થાય છે. સર્વે વૈષ્ણવો ભુખ્યા છે કોઇએ કાંઇ લીધું નથી ને હું કેમ લેઉં ! ત્યારે તેઓની સ્ત્રીએ પોતાનો અનુભવ જણાવ્યો ને કહ્યું જાવ સૌ કોને ઘેર જઇને કહી આવો કે કોઇ કાંઇ ચિંતા ન કરે. શ્રી મહાપ્રભુજી દિગ્વિજય કરી એ દિવસથી શ્રીમદ્ ગોકુલ પાછા આવ્યા છે અને આનંદ આનંદ થઇ રહ્યો છે. તે સુણી તેઓ સર્વત્ર કહી આવ્યા. સર્વેઓએ પ્રસાદ લીધો ને આનંદ આનંદ થયો. આવાં એમનાં સૌભાગ્યદ શિરોમણી સ્ત્રીના ભાગ્યનું શું કહીએ ?



## પ્રસંગ ૬૮ — એક મા-બેટાની વાર્તા

### ગામ-મહુધા

#### જ્ઞાતે ખેડાવાળ બ્રાહ્મણ

શ્રી ગોકુલનાથજી ગુજરાત પધાર્યાં ત્યારે તેઓ ઘરે પધાર્યા. મા શ્રી ગુંસાઇજીની સેવક અને છોકરો શ્રી ગોકુલનાથજીનો સેવક થયો, ત્યારે તેની માને કહે છે કે મા તમારી હયાતિમાં શ્રી ગોકુલનાથજીને હમો આરતી ઉતારીએ એ ઠીક નહી માટે તમો આરતી ઉતારો, ત્યારે તેની મા છોકરાને કહે છે કે બેટા તારો બાપની હયાતિમાં હમો શ્રી ગુંસાઇજીના સેવક થયા, અને આપણે ઘરે પધાર્યા હતા. તે સમયે મેં શ્રી ગુંસાઇજીની આરતી ઉતારી હતી અને આ અંગુઠાથી તીલક કર્યું હતું. તે હવે શ્રી ગોકુલનાથજીને તીલક કયા અંગુઠે કરે. મારો આ અંગુઠો તુ કાપી નાખ. પછી આરતી ઉતાર. આમ બન્ને મા બેટા અંદર આપસમાં ઝગડતા હતા તે બાહેર



શ્રીજી સાંભળતા હતા. તે સાંભળી ઘણું જ પ્રસન્ન થયા અને શ્રી ગોકુલમાં આવી પ્રસન્નતાથું ઘણું જ સરાહીને કુલગું પોતે કહ્યું અનન્યતા ટેક ધારો નામ. તે ઉપર પોતે કહ્યું :

અનન્ય સ્વરૂપાશક્ત હું પ્રભુ કૃપા કરેજ કરે,
અનન્ય શરણ હું પ્રભુ કબહું નાહી છરે.
એહોના ભાગ્યનું શું કહીએ.

## પ્રસંગ ૬૯ — સુદામા બ્રહ્મચારી

#### જ્ઞાતે બ્રાહ્મણ

શ્રીજી ઉત્થાપને રાજગાદીએ સભા સહીત બેઠા. ત્યાંહા હાસ્ય વાર્તા પ્રસંગ કૌતક વિનોદ સહીત ચાલતા હતા. ત્યાં આ સુદામા બ્રહ્મચારી આવ્યા, તે શ્રી ગોપાલ પુત્રની જન્મ સમયની વધાઇ લેઇ આવ્યા. તે સાંભળી શ્રી મહાપ્રભુજીએ સુદામાજીને કહ્યું કાંઇ માગ. એ હેતભર્યું વચન કહ્યું. તે સાંભળી એહોએ માગ્યું, જે રાજ હું ઉપર સદા સર્વદા, પ્રસન્ન રહો. તે સાંભળી ઉદાર વર રાય શિરોમણી એહો ઉપર ઢળી આવ્યા. અને પ્રસન્નતાનું દાન કર્યું. એ પ્રસન્નતાના પ્રતિપાલક નિર્વાહક સત્ય સંકલ્પ પોતે, તે દાન અચલ સ્થાપી પોતે પ્રસન્નતા દેખાડી. એહોના ભાગ્યનું શું કહીએ ?

## પ્રસંગ ૭૦ — ગોપાલદાસ

### ગામ વ્યારા

#### જ્ઞાતિ કાયસ્થ

આ ગોપાલદાસભાઇના પિતા દેવજી મહેતા શ્રી ગુંસાઇજીના સેવક હતા. તેઓ શુધ્ધ ભાવી ધનાઢય રાજસી હતા. એહો ઘરે શ્રી ગોકુલનાથજી પધાર્યા ત્યારે ગોપાલદાસને કોઇ અદ્ભુત કૃપા કરી

પહેરેદારોએ ધુમ પાડી, ધાયા, પણ હાથ આવ્યા નહીં. ચોરોએ વિચાર્યું કે હવે કોણ તપાસ કરનાર છે. એવામાં તે જ રાતે ચોરનારનો એક વીસ વરસનો બેટો તત્કાલ મરી ગયો. તે સર્વે ગામના લોકમાં શોર થયો અને કહેવા લાગ્યા કે ધર્મ કે રક્ષક અહીં આવ્યા છે. એ મોટો અપરાધ થયો. અપનો સારો દેશ પ્રલય થશે તે સર્વ મળી અહીં આવી ધર બેઠે ચોથે દિવસે રાતમાં આવી ડેરા પાસે બાંધી ગયા. એ અભય ભય હરણે શ્રીજીએ પોતાના સર્વ સાથને નિર્ભય કર્યા શ્રીજીનું આ કૌતક પ્રતાપ જોઇ બધા નિર્ભય થયા.

卐

## પ્રસંગ ૭૪ — સુરજી ભાર્ગવ
### ગામ તબરા
### ( બાધરપુર પાસે )

આ સુરજીભાઇ ઘણુ જ શ્રીજીના કૃપાપાત્ર હતા. એહોએ શ્રી પ્રભુજી વિષે અને ભગવદીઓ વિષે ઘણો જ ભાવ રાખતા હતા. એહોએ એકત્રીસ માંગલ્યે કરી શ્રી વલ્લભરસાલ ભકતરાજ ગ્રંથ કરી ભકત નામાવલીનો જપ કરવા સુચનકા આપી છે. અને એમાં ભગવદીઓની કૃત પણ બતાવી છે. એક નિત્ય ચરિત્ર કર્યું છે. તેમાં સમય સમયનું પ્રાતઃથી પોઢતા સુધીનું વર્ણન કર્યું છે. આ સુરજીભાઇએ ભગવદીઓનાં અધુરા ગ્રંથો પણ પુરા કર્યા છે. અને વિનતીઓ દુહા ગાથાઓ કરી શ્રીજીના જશનું બહુ સુન્દર વર્ણન કર્યું છે. ભકતરાજ ગ્રંથમાં લખે છે કે :

નારાયણદાસના ત્રણ ભાઇ જે સુરજી સુખનું ધામજી,
એણી ભાન્તે મહેર કહી આપ્યા વલી દેવજી અભીરામજી,
નામાવલી વૈષ્ણવ તણી તે દેવજીને મન ભાવીજી,
ભકત માત્ર લખી રાખ્યા પોતે શ્રી પ્રભુજીને ચિત્ત આવ્યું જી,

એહોના ભાવનું શું કહીએ !



## પ્રસંગ ૭૫ — વિષ્નુદાસ ગઢવી
### ગામ પ્રાંતીજ
### જ્ઞાતિ બ્રહ્મભટ્ટ

આ વિશ્નુદાસ ગઢવી 'રૂપાંબાઇના સંગથી શ્રીજીદ્વારે આવી રહેતા હતા અને શ્રીજી સાથે કાશ્મીર પણ ગયા હતા. એઓ ઘોડાની સેવા કરતા હતા અને નિકટ રહી કવિતા, દુહા, છંદો, કરી પ્રભુજીના ઉત્સાહને વધાવી લેતા અને શ્રીજી ચર્ણારવીંદે આસકત હતા. એહોએ શ્રીજીના ૧૦૮ નામનું ક્રમસરપે ઘણું જ સુંદર વર્ણન સંસ્કૃતમાં કર્યું છે. અજાત શત્રુ, જીવ માત્રના શુભ વાંચ્છનાર દીનબંધુ, દયાના સાગર અને ભકત વાત્સલ્ય એવાં એવાં અલંકારોથી ભરેલુ છે. ભાઇશ્રી ગોકુલભાઇ માહાશ્રી ઉત્સવ ગ્રંથમાં એેાના વિષે વર્ણન કરે છે.

જે મહત્વ વિશ્નુદાસ હતા ભાગ્યવાન તે પ્રભુ મન ભાવે. એવા ભાગ્યવાન ભગવદીયના ભાવનું શું વર્ણન કરીએ !

## પ્રસંગ ૭૬ — કલ્યાણ ભટ મડપતિ

આ કલ્યાણ ભટ્ટ તે શ્રી ગુંસાઇજીના જતીપ ચિંતામણી ભટ્ટના પુત્ર થાય. ચિંતામણી ભટ્ટ ઉત્તરભારતમાં ગઢામાં રાણીદુર્ગાવતીના દીક્ષીત હતા. તેમને દુર્ગાવતી રાણીએ કેટલાંક ગામ દાન દક્ષણામાં આપેલ. તેઓ શ્રી ગુંસાઇજી સાથે ગોકુલ આવ્યા. તેઓ ઘણા વિદ્વાન હતા. શ્રી ગુંસાઇજીએ તેમની ધર્મ પ્રત્યે પ્રીતિ અને બુદ્ધિમાન હોવાથી પંડિત બાંધી આપ્યું ત્યારથી તેઓ મડપતિ તરીકે ઓળખાવા લાગ્યા. તેમને દીક્ષિતજી કહી બોલાવતા. ત્યારબાદ કલ્યાણભટ્ટ શ્રી ગોકુલેશજી સાનિધ્યમાં બેસી વાર્તા પ્રસંગો ચલાવતા. તેઓએ એક

ચાલીસ હજાર શ્લોકે કરી કલ્લોલગ્રંથ કર્યો છે. તેમાં પંદર ભાગ છે. આ કલ્યાણ ભટ ઉપર શ્રી મહાપ્રભુ શ્રી ગોકુલેશજીની અનહદ કૃપા હતી. ઉત્તમભાવી ભગવદીઓ એઓ દ્વારા પ્રશ્ન શ્રીજીને પુછાવતા હતા અને પોતે સ્વતઃ પ્રશ્ન પૂછી માર્ગનો સિદ્ધાન્ત એઓ દ્વારા પ્રગટ કરતા. શાસ્ત્ર જ્ઞાને નિપુણ હતાં. એઓની કૃપાથી ઉત્તમભાવી ભક્ત કહેવાવા લાગ્યા એહોના ભાગ્યનું શું કહીએ ?

શ્રી ગુંસાઇજીના બીજા દ્વિતીય પુત્ર ગોવિંદરાયજી અને તેમના પુત્ર કલ્યાણરાયજી અને તેમના પુત્ર હરીરાયજી. એહોએ શ્રી ગોકુલનાથજી સાથે બ્રહ્મસંબંધ લીધું અને પોતે વૈષ્ણવ થયા. તરત જ શ્રી ગોકુલેશજીના ૧૦૮ નામ રચ્યાં. સંસ્કૃતમાં અષ્ટક મધુરાષ્ટકમાં કહ્યું છે કે ભાગવતના સારરૂપે શ્રી ગોકુલેશ પ્રગટ થયા. શ્રી ગોકુલેશજીનું ચિંતન કરવા, ભજન કરવા અને એહોના નવનીતપ્રિયજીની સેવા કરવા જણાવે છે. જ્યારે ઔરંગઝેબ બાદશાહનો ત્રાસ વરત્યો ત્યારે શ્રી ગોવર્ધનનાથજીને મેવાડમાં પધરાવી લઇ ગયા છે. એહો સાથે શ્રી ગોવર્ધનનાથજી સાક્ષાત અનુભવ જતાવતા હતા. શિક્ષાપત્રમાં બેતાલીસ પત્રમાં જીવને માર્ગદર્શન કરાવ્યું છે. એહવા ઉત્તમભાવી બાલક વલ્લભકુળમાં થયા છે. એહોના ભાગ્યનું અને ભાગ્યનું શું વર્ણન કરીએ !

## ભટ્ટોની વાર્તા

**પ્રસંગ ૭૭ — કૃષ્ણરાય ભટ, મધુસુદન ભટ, વ્રજનાથ વિષ્ણુદાસ ભટ,**

આ કૃષ્ણરાય ભટ શ્રી ગુંસાઇજીનાં દેવકાં બેટીના પુત્ર હતા. તેમના પિતાનું નામ આહલ્લાદ ભટ હતું. આ દેવકાં બેટીની બહેન જાનકી બેટીના પુત્ર તે મધુસુદન ભટ. આ બન્ને શ્રી ગોકુલનાથજીના ભાણેજ થાય. આ બન્ને પરમ ભગવદી ભાગ્યવાન. વૈષ્ણવ ભાવે



શ્રીજી સાથે રહેતા હતા. અને કવિઓમાં શિરોમણી કવિતા સાહિત્યમાં અગ્રગણ્ય હતા. પોતાની કવિતામાં અષ્ટક છંદોમાં મધુર શબ્દ વાપરેલ છે. આ બન્ને શ્રી ગોકુલેશજીને પુરુષોત્તમ તરીકે જાણતા હતા. વૈષ્ણવી સંસ્કાર શ્રી ગુંસાઇજીના વખતથી જ તેઓમાં હતા. તેઓએ શ્રી ગોકુલાષ્ટક, વલ્લભાષ્ટક, રુચિરાષ્ટક, મદનાષ્ટક, શ્રી ગોકુલેશસ્તવ અષ્ટક, તેમાં શ્રી ગોકુલેશજીનાં ૧૦૮ નામ આપ્યાં છે. તેમાં શ્રીગોકુલેશજીનું ઘણું જ સુંદર વર્ણન કરેલું છે. માળા ઉત્સવનું અને કેસરસ્નાનનું અને પ્રાતઃથી સાંજ સુધીનુ નિત્ય ચરિત્ર પણ ઘણું જ સુંદર કહ્યું છે. શ્રી ગોકુલેશસ્તવના છેલ્લા શ્લોકમાં જણાવે છે કે શ્રી ગોકુલેશપ્રભુના ૧૦૮ એકસો આઠ નામના મણકા ગુણરૂપી દોરીમાં પરોવાયેલા છે. જેથી એ જપવાથી શ્રી ચર્ણારવીંદ સાથે સંબંધ કરાવે છે. વ્રજનાથ ભટે શ્રી ગોકુલેશપુર (વલ્લભ ઘાટ)નાં કવિત કર્યાં છે અને અનન્ય ભક્તની અને ટેકની સરાહના કરી છે. અને વિષ્ણુદાસ ભટે પણ શ્રી ગોકુલેશપુરનાં કવિત કરી અનન્ય ટેક શુરવીરતાની સરાહના કરી છે. આમ આ ચારે વૈષ્ણવી ભટ્ટોમાં અનન્યતા શ્રી ગોકુલેશજી પ્રતિ હતી જેથી આ ભગવદી કહેવાય છે. મધુસુદન ભાણેજ શ્રી ગોકુલનાથજીની અંગુલી સાથી કાશ્મીરમાં જહાંગીર પાદશાહના દરબારમાં સાથે ગયા હતા. માલાના મામલે પોતે ઘણીજ સેવા કરી છે એહેના ભાગ્યનું શું વર્ણન થાય.

## સ્વપ્નાનો પ્રકાર :-

**પ્રસંગ ૭૮ — ભાઇ ગોપાલદાસ પારેખ**

સંવત ૧૭૨૩ શ્રાવણ સુદી ૧૨ વાર સોમની પાછલી રાત્રે પવિત્રા એકાદશી જે ભાઇ રામદાસ વિશુજી તથા ગાંધી તુલસીદાસ

એ બેઉ ઘોડે અસ્વાર થઈને જતાં તે મારા ઘરના દ્વાર આગલ આવ્યા, તે મે જઈને દંડવત કીધા, ત્યારે મુહને સ્યામદાસજીએ આજ્ઞા આપી જે ગોપાલદાસ, તમો ગાંધી તુલસીદાસને તમારે ઘરે ઉતારો જ્યાં હું પ્રસ્થાને રહું, તેહોને ઘેર જાઉં છું. જે શ્રી ઠાકોરજી પોધારે, ત્યાંહાં સરવે સાજ કરવાને. તે ઘોડેએક જઈને પાછા ફરીને મુહને કહ્યું, જે તમો એક કામ કરો. જે કુંઈથી શાક ખોલી લાવો ત્યારે ગાંધીએ કહ્યુ જે હું ઘેર જઈ આવું. કાહાનાભાભીને દંડવત કહેજો. ત્યારે સ્યામદાસજીએ કહ્યું જે તમો કાહાનાભાભી કાહાનાભાભી શું કહી રહ્યા છો, પછે આવજો ત્યારે ગાંધી હસ્યા. જે સ્યામદાસ તમો એ કહો છો જે તમો નામ કેમ લો છો ત્યારે સ્યામદાસજીએ કહ્યું જે નામ ન લીજીએ ત્યારે કહે શા માટે નહીં ? માહારે હવે લૌકિક સંબંધ છે ? એમ કહીને સ્યામદાસજીએ શ્રીજીને પધરાવીને ઘેર આવ્યા તે જાણ્યું જે વૈષ્ણવની સમૃદ્ધ ઘણી જ છે ને હું સ્યામદાસજીને ઘરે શાક લઈને આવ્યો ને પૂછ્યું જે શ્રી ઠાકોરજી કાંહાં બેઠા છે. ત્યારે કહ્યું જે શ્રી ઠાકોરજી ક્યાં બેસે ? બેસે જ્યાં બેસવાનો ઠોર હોય ત્યાંહાં બેઠા છે. તે મંદિરમાં જઈને જોઉં તો ખરે જ, ખુબ શોભા થઈ રહી છે. પંચોલીજી બેઠા છે. વાતો કરે છે. પછે મેં ત્યાં જઈને દર્શન કર્યું. ત્યારે મેં તેમજ દીઠું. ઠાકોરજી ઘણી પ્રસન્નતા શું બેઠા છે. ને પંચોલીજીએ, એક વાત પૂછી જે માહારાજ જે આ વૈષ્ણવ લે છે અને લેવડાવે છે તે શું ? ત્યારે શ્રી માહાપ્રભુજીએ કહ્યું જે હાં વૈષ્ણવ તો દોઉ પ્રકાર કે હે એક તો અકિંચન હે ઓર એ એસી જાનત હે જો એસી કાહા વસ્તુ હે જો મેં વૈષ્ણવ કું લેવાઉ. ઓર એક વૈભવવાન હોત હે. એ કરે કછુ નાહીં, ઓર પ્રતિષ્ઠા બોહોત કરે. તે વળી પંચોલીજીએ પૂછ્યું માહારાજ એ હિંડાલે ઠાકોરજીને બેસાડે છે તે શું ? શ્રી ભાગવતમાં તે કહ્યું નથી. ત્યારે શ્રી માહાપ્રભુજીએ કહ્યું, જે એક રસરમણ હે સ્વામનીજી ઝુલાવે, ઓર ઠાકોર બેઠે ત્યારે સ્યામદાસજી બોલ્યા જે માહારાજ યહાં જે કહો છો કે સ્વામનીજી



ઝુલાવે તે માહારે ઘરે આજ્ઞા આપી છે. જે પુરુષ ઝુલાવે તો હવે રાજ કહો તો શેઠાણી કને ઝુલાવડાવું. ત્યારે શ્રી ઠાકોરજીએ ના કહી; જે એક સમયે એસોહ એ વારતા એટલી જ રહી.

## પ્રસંગ ૭૯ હીરબાઈ બ્હેન વીરબાઈની ગામ સીરોજ

સંવત ૧૭૦૫ વર્સે પોસ સુદી ૫ ની રાત્રે આ હીરબાઈ સીરોજમાં ગિરધર પુરે કૃષ્ણદાસ જોતીને ઘરે ત્રણ દિવસ લગી લાંઘ નાખી મેહેલ્યાં. પછી એઓ શ્રી ગોકુલમાં આવ્યાં. શ્રીજી બેઠકમાંહાં પોઢ્યા હતા, માહવજીભાઈ પોથી વાંચતા હતા ને શ્રીજી ભાવ કહેતા હતા. રાત હતી તેને અમે હીરબાઈ આવી ઉભી રહી. ત્યારે માહવજીભાઈએ કહ્યું માહારાજ વીરબાઈની બ્હેન હીરબાઈ આવ્યા છે તે દંડવત કરે છે. ત્યારે શ્રીજીએ કહ્યું જે તું અબે આઈ ત્યારે હીરબાઈએ કહ્યું જે રાજ આવી તો ખરી, પણ રાજે મુને ચરણસેવા આપી છે તે મેં સેવા કરી નથી માટે રાજ હવડાં તો નહીં આવું, ત્યારે શ્રીજીએ કહ્યું જે જા તું, સેવા કર જબ દુઃખ પાવે તબ મેં સુ કહીઓ તબ બોલાઈ લેઉંગો ત્યારે હીરબાઈએ કહ્યું જે રાજ સીરોજના વૈષ્ણવ મુને દુઃખ દે છે અને ભેટ માગે છે. ત્યારે શ્રીજી બોલ્યા જે માહાવજી જે વૈષ્ણવને દુઃખ દે ભેટ કરાવત હે એ બાતે મેં પ્રસન્નજ નાહી. ઉનકી પ્રસન્નતા ઘટ્યું. શ્રીફળ માત્ર ભેટ કરે તો મેં પ્રસન્ન પછી માહવજીભાઈએ શ્રીજીને પુછ્યું માહારાજ મોટા મોટા પાઘરીઓ ઓઢીને ચીંડીઓ પહેરી આવે છે. તેહને વૈષ્ણવ ઘણું માને છે તે શું ? ને રાંક વૈષ્ણવને થોડું માને તે શું ! પછી શ્રી માહાપ્રભુજીએ કહ્યું જે મોટા પ્રતિષ્ઠાને માને છે તે ઉપર હું અપ્રસન્ન થાઉ છું. ત્યારે વળી માહવજીભાઈએ પૂછ્યું જે

મહારાજ એ સર્વને એકજ દાન દે છે. ત્યારે શ્રીજી બોલ્યા જેવો જેવો પાત્ર, તેવો તીનકુ દાન દીયો હે. તે વારે વળી માધવજીભાઇએ પૂછ્યું, જે મહારાજ જે વૈષ્ણવ રાજને આરોગાવે છે તેને ઘરે સરખા ભાવે આરોગો છો ને રાજ તે તો કેટલાએક તો દેશ–પરદેશ રહે છે તો કેમ એકેવારે આરોગો છો. ત્યારે શ્રીજીએ કહ્યું જે સિંગારને સમે નીલે ઘોડે અસવાર થઇને જ્યાંહાં દેશ–પરદેશ મારા વૈષ્ણવ રહે છે ત્યાંહાં ત્યાંહાં સઘલે જાઉં છું. જેહને મેં નિવેદન કરાવ્યું છે જેહે મારી પાસે બેઠા છે તેહને ઘેર જઇ આરોગું છું. જેહના જેહવા ભાવ છે ત્યાંહાં તેવું આરોગું છું. કહેને ઘેર જઇ ઉભો રહીને થાલ સામું જોઉ છું. કોહોને ઘેર ઘર લગી જઇને પાછો ફરું છું. કોઇને ઘરે પુરી થાલે બેસી હસ્ત મુકું છું. કોહોને ઘેર એક જ ગ્રાસ લઉ છું. કોહોને ઘેર બેસી ભોજન કરું છું. ત્યારે હીરભાઇએ કહ્યું જે મહારાજ તમો સીરોજમાંહાં પધારો છો ત્યારે મારે ઘરે પધારો છો. ત્યારે શ્રીજીએ કહ્યું જે મેં પ્રથમ તેરે ઘરે આવત હું પછી હીરભાઇને શ્રી ઠાકોરજીએ કહ્યું જે એ ધર્મદાસકુ અપરાધ પડ્યો હે, માટે પાવલી એક ભેટ કરાવીને ગડુઓ આપજો. એ તુમારે ગડુએ જલ લે છે માટે એહેનો દોષ નિવારણ થાય. વલી હીરભાઇએ પૂછ્યું જે રાજ (વૈષ્ણવ) કેસરીયા દ્રવ્યના ભલે ફુલે છે. ત્યારે શ્રીજીએ કહ્યું જે મેં ઇનકો અંગીકાર કીયો નાહી. મેં સબનકે મનકો ધર્મ જાનત હું. પછે કહ્યું જે અબ મેં ગોકુલમેં ઘેર રાજભોગ આરોગુંગો. એટલો અનુભવ લગી શુદ્ધિ રહી પછી ચોથે દિવસે સ્વસ્થ થયાં.

卐

## પ્રસંગ ૮૦ વજેરામ દયારામ

## ગામ ગોધરા

### નાગર બ્રાહ્મણ

આ વજેરામભાઇ પોતાના દેશમાં ઘણા ધનાઢ્ય અને રાજસી



વૈભવવાન હતા. કુટુંબ સહસ્ત્રી હતા. તે સર્વનો ત્યાગ કરી શ્રી ગોકુલ આવ્યા અને શ્રી ગોકુલેશપુરનો ગ્રંથ પોતાની પાસે હતો તે વાંચતા. ગોકુલેશપુરની શોધ કરતાં તે રસ્તે જતા હતા ત્યારે આમા રસ્તામાં થાક મલ્યો, પણ ક્યાં નહીં અને આગળ ગયા ત્યારે સપ્તઋષિ પ્રૌઢ તેજસ્વી મલ્યા. તે આધીન એહેની આસપાસ ઉભા રહ્યા અને શ્રી સ્મરણ કરીને પછી ઋષિઓએ પૂછ્યું, જે સંસારની ઓટ દૃષ્ટિ પડે છે તે શું ? જે તમો શ્રી ગોકુલેશપુર જાઓ છો તો ભાઇ શ્રી ગોપાલદાસને વિનતી કરવી, જે તમો શ્રી ગોકુલેશજીનો જશ પ્રગટ કર્યો છે તે હમને કૃપા કરી સંભળાવો. ત્યારે વજેરામભાઇએ કહ્યું જે તમો મોટા, તમોએ શ્રી ભાગવત પ્રગટ કર્યું છે તો તે સત્ય. પણ હમને શ્રીજીનો જશ સાંભળવાની ઇચ્છા છે. ત્યારે હનુમાન ઋષીએ કહ્યું જે મનોરથ એહજ છે. પછે વજેરામે કહ્યું તમોએ શ્રી માર્કંડ પરીક્ષિતને તનુ દર્શન નોહોતું કર્યું". તમો અનન્ય છો ત્યારે વ્યાસજી તથા માર્કંડ સર્વે બોલ્યા, જે તે ખરું પણ અમને શ્રી ગોકુલેશજીએ માર્કંડ પૂજામાં તેડી આદર કરી પ્રસાદ આપી હમોને ભાગ્યવાન કર્યા છે માટે એ જશ હમો એહેનો દાસ. એમનો સાંભળવાની ઇચ્છા છે. હમો જ્યારે ભાઇ ગોપાલદાસ તથા વેણીદાસ નામ તમો ગાઓ છો તે હમો તે સર્વ અટાલી ઉપર રહ્યા સાંભળીએ છીએ, પણ જે ભાવ રસાત્મિક કેવલ પુષ્ટિમાર્ગી ભાવ જે છે તે એહો દાસ સાંભળવા ત્યારે વજેરામભાઇએ કહ્યું તહમો કહો છો, જે સાંભળીએ છીએ તો તે કહો છો તે શું. ત્યારે ઋષિઓ કહે છે કે તે ખરું પણ હમો શબ્દ સાંભળું પણ પિછાનું નથી, પછે ભાઇએ કહ્યું જે પુષ્ટિમાર્ગી ભાવ તો કપિલદેવે દેવહુતી પ્રતિ કહ્યા છે.

ને તમો શ્રી ભાગવત વિષે લખ્યા છે. ત્યારે કહ્યું જે સાંભળ આઇ, જેહવું એ પ્રગટ તેહવા જ એ લોક છે જે દાન આપશ્રી ગોકુલભાઇ ગોપાલદાસભાઇ હરિભાઇ જમનાદાસ ગોકુલદાસ વલ્લભભાઇ એહોને વિષે જે દાન કર્યું છે, તે હમારે વિશે કલ્પિકાએ નથી ને આટલું દાન છે તે શ્રી ગોકુલેશજીનું છે. માટી હમોજ વદપિ છું તે હમને ગતિ એહવી છે જે એક ઘડીમાંહાં સહજ કોય જાણે પણ એ લોકની ગતિ હમને નહીં. હમારી દ્રષ્ટિએ સર્વ પડે. ગાનલીલા સાંભળું, પણ સ્વરૂપ દેખાએ નહીં. તમો મૃતલોકને વિશે અવતર્યા છો પણ ધન્ય છો જે તમારી દેહ પડયા પછીય તમો લીલા મધ્યપાતી છો. હમો શ્રી ઠાકુરદાસની અને શ્રી ગોકુલની લીલા તે હમોને જીવતાએ નથી દેહતો ચિરંજીવી રહે છે. પણ કદાપિ દેહ પડે તોએ નહીં. તમો લોક છો તે લીલા મધ્યપાતી છો ભાગ્યવાન છો. દેહ મુક્યા પછી પણ શ્રી ચરણારવિંદે પહોંચશો ત્યારે વજેરામભાઇએ કહ્યું, પુછ્યું જે શ્રી ગોવરધન ને વિષે તો મંદિર છે ને અભાવ છે તો ઋષિઓ કહે જે એ તો અક્ષરગ્રા મોહ છે ભારી લીલા શું સ્થલ છે તે આ આંખ્યું દેખાય નહીં. ત્યારે ફરી વજેરામ ભાઇએ કહ્યું જે તે તો ન દેખે તો તમો તો જાણો છો તમો દાન જુઓ! ત્યારે કહ્યું જે હમને દાન જ્યારે પ્રભુજી કરશે, તમ લાકડની કૃપા થશે ત્યારે થાશે હમે વ્રજને વિષે આવીએ, ફરીએ, પણ એ દર્શન શ્રીજીએ આપ્યું નથી. એ લીલા દુરાપાસ છે. એ મોટું આગત્ય છે. એ મોટી એટલી સુષ્ટિ છે એ પ્રભુજી સત્ય છે. એ એહને દાન કર્યું છે, તેહજ લોક કૃપા કરી સમજાવી કહેતોજ પ્રિછાય. હમો પ્રીછતા નથી, માટે તું ભાઇશ્રી ગોપાલદાસ વેણીદાસ ને વિનતી કરજે પછી અદ્રશ્ય થયા.





## પ્રસંગ ૮૧ — ઇતી શ્રી તુલસી

રાગ-સોરઠી ભાત-સરદ નિશા ઉજ્જવાળી એ ચાલે ગવાસે

કૃત-કૃષ્ણદાસ

ઉર ઉપર તુલસીય માલા, વસીય આવી પ્રીતસુ
એહનો તે સ્નેહ જોઇને ધરીય પ્રભુ રસ રીતસું ॥ ૧ ॥
કોઇ કહેસે એહનો, સ્નેહ તે શો જાનીએ,
અલ્પ બુધિ કરીને કહું, દીઠી તે ઉર માંહાં આનીએ ॥ ૨ ॥
એહનું જે પ્રથમનું તે, કારણ પ્રભુજીએ કહ્યું,
તેહ સમયે હું અન્યક પ્રકારે, તેહ સમયે સર્વે લહ્યું ॥ ૩ ॥
એહ એહનું સાહસ મોટું, દીઠું તે વિનતી કરૂં,
સાંભળો ચિત ધરી અને, હું ચરણ તું મારે અનુસરૂં ॥ ૪ ॥
હવે પ્રથમ એહનું બીજ લેઇને, ભુમિ માંહાં રાખાઉ,
એ દુઃખ અતિસે સહીયને, ઉપર આવી એ પાઉ ॥ ૫ ॥
તે ઉપર ધામ જલ અને સીત, સહુ એણી પેરે સહ્યું
થઇ પલ્લવ પાંખડી તે જોઇ મન એહનું લહ્યું ॥ ૬ ॥
જેહ હજીઅ લગી જોઅતાતો, થઇઅ નહીં પ્રિય સંગની,
તેહ તાપે કરી એણે, વિડંબના કરી અંગની ॥ ૭ ॥
પણ એક મનોરથ થકી એહને, કિત વાધિ અતિઘણી
કાષ્ટાદિ ધર્મે તે શીશ ધરી, એહ મહિમા થઇ તુલસી તણી ॥ ૮ ॥
એ જગતમાંહાં પુજાઇ, પણ તાપ તો જાયે નહીં
તો વૃથા જીવન એહ છે, જો પ્રભુ સંગ થાયે નહીં ॥ ૯ ॥
જે અહીં લગી એણે સહ્યું. પણ પ્રભુએ સુરત કરી નહીં,
પછે તેહ થકી તે વિરહ વ્યાપ્યો, હવે હું શું કરૂં અહીં ॥ ૧૦ ॥
પછે અતિસે વિરહ વ્યાકુલ થઇ અને સુકાઇ ગઇ,
કાષ્ટ વત થઇને રહી, એ આપો પું ભુલી ગઇ ॥ ૧૧ ॥

એહ એહના કલેશથી, તે પ્રભુએ મન વીચારીઉ,
કરૂણા કરી અને એહનું, તે આગલ કાજ સંભારીઉ ॥ ૧૨ ॥
જે હજી લગી જોગતા એહને થઇ નથી શું કીજીએ,
વૈષ્ણવ દ્વારા પહેરાવીએ એહનું માની લીજીએ ॥ ૧૩ ॥
પછે તેહ લેઇ અને એહનું, તન તે તાણીઆ,
ટુક ટુક તે કરી અને, એહનાં જુજવા કરી નાખીઆ ॥ ૧૪ ॥
તેહ સંગ્રહ કરી એહનો, ઉપર લાખ વેરાવીઉં,
એહ એવું સહ્યું ત્યારે, મણિકા નામ ધરાવીઉં ॥ ૧૫ ॥
એહથી જોગતા આગલ, થાસે એહનું તે મન આણીઉ,
પણ હજી મોટું એક સાહસ, સહુ તે કરવું મન આણીઉ ॥ ૧૬ ॥
જે સંજોગ પ્રભુજી શું કરે, એહ એને મન ગાવશું,
તેહ કારણ એણે કરી, અતિસે તે મન આવશું ॥ ૧૭ ॥
એહ શીલા ઉપર ધરી એહને, બીજી શીલાએ ઘેશીઆ,
તેહથી વટલા થયા, તેહ કારણે એ ચાલીઆ ॥ ૧૮ ॥
પછી એહ તે સુઇના, અગ્રે કરી તે વેધીઆ,
એહ ગુણે કરી પરોવા, માલા થઇ એહવી કર્યા ॥ ૧૯ ॥
હવે એહનું કૃત્ય જોઇને, પ્રભુજીએ તે કરૂણા કરી,
ભક્ત દ્વારા લેઇ પ્રીતસું, ગ્રીવા ઉપર પ્રેમે ધરી ॥ ૨૦ ॥
નિઃસાધનનું રૂપ એ છે, તો સાધન તેથું જાણીએ,
એહ રીતે રહે તે એ માલા ભાગ્યરાસ પ્રમાણીએ ॥ ૨૧ ॥
જે પ્રત્યક્ષ અલગું દીસે, અંતર એહવા ભાવ છે,
તેહ એકજ એહવા એ, મહેદને અનુભાવ છે ॥ ૨૨ ॥
તેહ વિશદ કરી કહું છું, મહેદ ગોકુલભાઇ જે,
સ્વકીય ને ગાયન કરે, કરૂણા કરી અવધારી જે ॥ ૨૩ ॥
એ મંદ મતિથી મેં લખ્યું, પણ ઇચ્છાનું કારણ અહીં,
જે એહ માલા તણો, પરિશ્રમ કો જાણે નહીં ॥ ૨૪ ॥
તેહ એ પ્રભુ કરૂણા કરીને, ભક્ત કલ્યાણીએ દયા,
સ્વ વિષે એંગીય લીધા, વિના સાધન એ મલ્યા ॥ ૨૫ ॥



હવે એ અતિશે કારણ, જે એ રીત રહેશે અહીં,
તો પ્રભુ શાણું એક ગણવા, ક્યારે એ કરશે નહીં ॥ ૨૬ ॥
હવે એ માલા તે, એણે સગે શિર પર શાજે છે,
એહ રીતે શ્રી ગોકુલપતિજ, નિત શ્રી ગોકુલ બીરાજે છે ॥ ૨૭ ॥
મુને એહ સમય અનુભવ જણાવ્યો, પ્રભુએ ઇચ્છા કરી અને,
એ દાન મહદ થકીએ મુને, ચરણે નમું છું મન
ધરીઅને ॥ ૨૮ ॥
એહ મુને જોગતા નહીં, દાનનું સામર્થ એ,
નિર્વાહ કરવો પ્રભુ એ રીતે, સંગમ રસ અભિલાષ એ ॥ ૨૯ ॥
એ જોડ એણી પેરે બીરાજે, શ્રી ગોકુલપતિ રસ ભક્ત એ,
કૃષ્ણદાસ એહ માગે, થઇ અને અનુરક્તએ ॥ ૩૦ ॥

## પ્રસંગ ૮૨ — બીહારીરાય અને ગોકુલ વેણી — ગામ શાહજાદાપુર

શ્રીજી જ્યારે પ્રિય પુત્રને પરણાવવા જાન લેઇને પધાર્યા ત્યારે તે ગામ નીકટ આવ્યા ત્યારે પોતાનો સેવક નામે ભણુઓ તેને પ્રભુ પોધારે છે તે વધાઇ લેઇને આ બીહારીરાયને જાણ કરવા મોકલ્યો. આ બીહારીરાય ઘણા જ ધનાઢ્ય અને રાજસી વૈભવવાન હતા, તેઓ ઘરે આ વધાઇ લેઇને ગયો ત્યારે તેને દ્રવ્ય અને પ્રસાદ આપ્યો. તે પ્રસાદ તેણે ઉત્સાહભેર લીધો. કંઇ સોચવિચાર કર્યો નહીં, પછી પ્રશ્ચાતાપણું કરવા લાગ્યો અને આલોચવા લાગ્યો કે હવે શું કરવું. પછી શ્રીજીને વિનતી કરી, રાજ તે વૈશ્ને મને વધાઇમાં દ્રવ્ય અને પ્રસાદ આપ્યો તે મેં લીધો (ખાધો) તે મેં જાણ્યું નહીં કે ન લેવાય, હવે શું થાય! ત્યારે શ્રીજી બોલ્યા, કાહા જાણ્યુ કે લીયો, એ તોકું કેતીતારથ હોયેગો ચિંતા કાહેકુ કરત હે. પછી વૈશ્નવના

ઘરના પ્રસાદનું માહાત્મ કહ્યું અને તે વધાઇના ઉત્સાહમાં લીધો છે તે તેવું હોય નાહી. આ બીહારીરાય અને ગોકુલ ઘેરી ઘણા વૈષ્ણવો સહીત શ્રીજીને વાજતેગાજતે સામા પધરાવવા ગયા છે અને પોતાને ઘરે પધરાવી લાવ્યા છે અને જાનનો જાનીવાસો અપને ઘરે ઉતાર્યો છે અને વિવિધ પ્રકારની રચના કરી સુંદર બેઠક રચી નૌતન ઘરમાં પધરાવ્યા અને ઘણી સેવા કરી. આવા ઉત્તમભાવી ભગવદીના ભાવ અને ભાગ્યનું શું કહીએ. શ્રીજીએ ગોકુલ આવી એઓની સેવાની ઘણી પ્રશંસા કરી પોતે ઘણા જ પ્રસન્ન થયા છે.

※

## પ્રસંગ ૮૩ ભાઇ ગોપાલદાસ જ્યારા

ભાઇ ગોપાલદાસ આરાવાલાનો સ્વપ્નોપ્રકાર સં. ૧૭૭૭ ચૈત્ર સુદી ૧૦ માધવદાસ સુલતાનપુરીના ઘરે મોહનદાસ, ગોકુલભાઇ, માધવદાસ, કલ્યાણદાસ, મેઘજીભાઇ, રૂપાંભાઇ, નારંગદેવ, નાથભાઇ, હરિભાઇ, ત્રિકમભાઇ કેશરીલાલ વગેરે સર્વ સમાજ બેઠો હતાં ત્યાંહાં ચારે બાજુ સર્વે બેઠાં હતાં, વચમાં શ્રીજી બેઠા, ત્યારે શ્રીજી બોલ્યા સ્વતઃ કે દિવસ કો વિલંબ હૈ ત્યારે ગોપાલદાસભાઇએ કહ્યું કહાંસહ કરવા. ત્યારે શ્રીજી બોલ્યા એ પદારથ જીવ સાધ્ય નાહીં. મહેર ભગવદી સાધ્ય છે. ત્યારે ભાગ્યરસજી બોલ્યા, દેહ જીવ દીપો ધર્મ ભાવાતીત વિરહરસ એમ કહીને પછી એમના જુથોમાં ચારે બાજુ બેઠેલા તેમાં એક બાજી મોહનભાઇ ગોકુલભાઇ આદિ જુથ, બીજી બાજુ રૂપાંભાઇ, પીરભાઇનું જુથ, ત્રીજી બાજુ ત્રિકમભાઇ હરિભાઇનું જુથ, અને ચોથી બાજુ ભાઇઆ રઘનાથ દાસનો જુથ. આ ચારે જુથ આપાપણે ગાન ઉચ્ચાર કરી ઉઠ્યા :- મોહનભાઇ કહે છે :-શ્રી મુખ હાસ્ય પરમ રૂચિકર અદભુત રૂચિ ઉપજાવે રૂપાભાઇ કહે છે :- મહારા મનના મનોરથ કોઇ વાતે વિવેક કીજીએ રતનભાઇ કહે છે :- આજ પીયુજી ઘેરે સૌભાગ્યતે છત્ર ચમર ઢોળે રઘનાથજી કહે છે :- ધ્યાન ધરે, ગુનગાન કરે.



આવી રીતે સર્વેએ જ્યારે ગાન કર્યું ત્યારે શ્રીજી બોલ્યા હાં હાં સત્ય હે જો ઓર દરસન હોય તો અન્યાશ્રય બહિરમુખતા હોય, અન્ય સંબંધ હોએ. તોકે હીએ એહી સ્વરૂપ જેસો દેખે હે તેસેય હૃદયે રાખીએ. પહેલે ભગવદીયકો સંગ વલી કહ્યું ભગવદી અનુગ્રહ હી હમારી વસ્તુ હે જો વિકાર જીવત્વ નીકે સ્વરૂપ જાન્યો હી નાહી.



## પ્રસંગ ૮૪ શ્રી વલ્લભવર જયતિ હરિદાસ ભટ

### નાગર કાયસ્થ

આ હરિદાસભાઇ શ્રીજીના કૃપાપાત્ર કાવ્ય સાહીત અગ્રગણ્ય બુદ્ધિવંત નિપૂણ હતા.

### વિનંતિ

રાગ–મલ્હાર વ્રજ ભાષા

સખીઓ સુણો મેરી વિનતિ, તમો એક ચિત્ત લગાઇ–
વરખા મેહ દુઃખ દેન લાગી, સો કૈસે કે સહ્યો જાઇ–૧
શ્રાવણ ભાદો ઝર લગાઇ, અરે પ્રિતમ નાહી પાસ–
પ્રિતમ તો સુધ લેત નાહી, સો રહત હું નિરાશ–૨
શ્રાવણ બરસત ઝર લગાવે, દેખી જીત નીત નીર–
સખી દ્રુમ દ્રુમ હોત છતીઆં, છીનુ ધરત નાહી ધીર–૩
વૃક્ષ સબે નવ પલ્લવ ભયે, સખી હું હી સુકી જાત–
પ્રિતમ કે વિયોગ તે, મોહે ચૈન નહી દિનરાત–૪
સખી પ્રિયકો પ્રબોધીએ, સમુઝાય મેરી બાત–
નવ પલ્લવ જોબન તરુ, પ્રિય સિંચન વિન કમલાન–૫

આવણ માસકી દેખી ઝર, સખી હોત તન નિઃશ્વાસ—
ચૈન સુખ કેસે કરી પડએ, બિના નિજ પ્રિય પાસ—૬
કોણ સંગ ઝુલે હિંડોલે જુ, પ્રિય સુધ નાહિ લેહ—
ઘટા ઉમંગી દેખી સખી, મમ જાત સુકી દેહ—૭
ચમકત બીજલી દેખી કે, ધુગ ધુગ છતીઆં હોય—
ગરજે ઘન અતિનિરભર, ઝડ લાયે બરસત સોય—૮
ઝરે ઝરે ઝૂમટે ભરે, વાદળ બહુબ પ્રકાર—
મોર શોર ચહું ઓર બઢે રહે, અરુ કરે કિલકાર—૯
દાદુર કરે પુકાર દ્વવ તીત, દેખી ઘનકો જોર—
ગગન ઘોર ઘટા જો ઉમડી, સો અહ અઢી ચહુ ઓર—૧૦
વક્ષ નવ પલ્લવ ભયે, અહ અઢી છાયા અપાર—
પિયુ પિયુ કર વિલાપ કરે, કોયલ પપિહા પુકાર—૧૧
સખી હું પરણુ પપિહારે, જો પ્રિયકો નામ ન લેહ—
સુને હું રોઉ વિરહની, તડફી તડફી જીવ દેહ—૧૨
સખી હું વરણુ પપીહારે, કે મોહે વેગ હું બુલાવ—
હન અપનો પ્રિતમ પાઇએ, મુઝે કીત મારત ઘાવ—૧૩
પાપી પપીહા હઠ પડ્યો, સો ટેરી સુનાવે મોહી—
છતનીક ચીનગી બિરહકી, લાગી નાહી ન તોહી—૧૪
પપીહરા સંદેશો એક, પ્રિય સો ટેરી સુનાવ—
પાવસ આયો પિયુ નાહી, બીલખત રૈન વિહાવ—૧૫
રે પપીહરા સુન પંખીઆ, મુઝ તુઝ એક સુભાવ—
પાવસ રૈન પલાનીઆ, અબ કીજે કોણ ઉપાય—૧૬
વિરહનીઓની કટારીઆં, તું પિયુ પિયુ કરહી પુંકાર—
હે પશુ લેશુ કીત કરહયો, જો લુટે કો પુની ઝાર—૧૭
મન પાવક ડોલાયકે, પિયુ ચલે પરદેશ—
તા પર ચાતક સરહને, પાવસ કહો સંદેશ—૧૮



નિશી અંધેરી પિયુ દૂરહે, અરુ બોલત દાદુર મોર—
ચહું દિશ દાવાનલ દેખો, સુની વાદલ કી ઘન ઘોર—૧૯
ઘન ગરજે ચાતક લવે, બિરહ લીયો તન લુંટ—
બહુરી આપ કાહા લેહેંગે, જબ પ્રાણ જાયેંગે છુટ—૨૦
હે સખી બિરહ વ્યાકુલ કરત, અરુ પ્રેમ દેત નાહી પાર—
પ્રિય વિયોગકી વિરહની, કરે પુની પુની હું પુકાર—૨૧
પ્રેમ ભુજંગમ હું ડસ્યો, જો મન દઈ ચિંતા લીન—
સ્નેહ લહેરી છીનુ છીનુ ચડે, હે સખી કાહા વિધાતા કીન—૨૨
વિપ્રયોગ વિરહ વિયોગ અરુ, બહુત ભયો અંતરાય—
સખી વેગી કૃપાલ હો તુમ, પ્રિય સો દેઓ મિલાય—૨૩
તુમ સદા પ્રિય સંગ રહત હો, તાતે બિનતી એ માનીએ—
આપુન સબ સખી સંગ રહીએ, એસી કરો મન આનીએ—૨૪
હરિદાસ તાતે તુમતે કહત હે, સખી મિલકે સહીઅર સાથ—
હન દેવાવો સંગમ રસકો, નિજ પ્રિય શ્રી ગોકુલનાથ—૨૫

આ હરિદાસભાઈ શ્રીજીના કૃપાપાત્ર હતા. કવિરત્ન શિરોમણિ જ્ઞાન ગુણે, વિદ્યાએ પરિપૂરણ હતા. એઓએ છંદ પ્રબંધ દુહા ગાથા રુચિરાષ્ટકની ટીકા શૃંગારરચના ભાવ અને નિત્ય ચરિત્ર કરી શ્રી માહાપ્રભુજીનું ઘણું સુંદર વર્ણન કરેલુ છે.

## વચનામૃત

શ્રી ગોકુલેશજી માલા દિગ્વિજય ઉપરાંત શ્રી ગોકુલ નિજ મંદિરમાં ભક્ત સમાજ સમસ્ત કરેલ શિક્ષાવત વચનામૃત :—

પોતાના સ્વધર્મ સર્વસ્વ રાખવા માટે પોતાનો ગ્રહાદિક રિદ્ધિનો સર્વનો ત્યાગ કરવા આ માલાના ચરિત્રે લીલા કરી. એતન માર્ગીને શિક્ષા કરેલ છે. જે અલૌકિક સ્વધર્મ સર્વસ્વ માટે લૌકિક ગ્રહાદિક કુટુંબ રિદ્ધિસિદ્ધિ વૈભવેનો ત્યાગ કરવા જણાવેલ છે.

સર્વસ્વ વડે સર્વસ્વ રહે એમ જણાવ્યું છે.

❀

## વાર્તા પ્રસંગ ૧ — અલીખાન, ગામ માહાવન

### જ્ઞાતે મ્લેચ્છ

આ અલીખાન પૂર્વ જન્મમાં દક્ષિણમાં રંગનાથજીનો સેવક હતો. સાત્વિક ભાવે સુશીલ સેવા પરાયણ રહેતો. તેના મનમાં કામભાવની વાસના બની રહેતી જેથી કલેશમાં સંસારભોગની ઇચ્છા રહેતી જેથી ફરી તે અધમ મલેચ્છ વર્ણ લૌકીક તુચ્છ ભોગની વાસનાથી આસુરી વરણે દેહ મલેચ્છ થયો. ભીતર તેનું મન સ્વચ્છ કોમલ પ્રભુ સેવા પરાયણ રહેતુ. આ કામ વાસનાના અન્યાશ્રય દોષે કરી મલેચ્છને ત્યાં જન્મ લીધો. તે મહાવનમાં રાજ રહ્યા અને ગાયોની સેવા રખેવાળી કરતો. એ સેવા જ મુખ્ય માનતો. જ્યારે શ્રી આચાર્યજી ગોકુલ પોધાર્યા ત્યારે પોતાના પ્રતાપ બળે તેની સંભાળ કરી અને જ્યારે શ્રી આચાર્યજી કથાનો આરંભ ત્યારે કરતા જ્યારે તે માહાવનથી આવતો પોતે પ્રેમપૂર્વક એક ચિત્તે કથા સાંભળતો. તેના મનમાં એમ આવ્યું કે મારો ભોગ અંતરાય હવે દૂર થશે એ મનમાં નિશ્ચય થયું. શ્રી આચાર્યજીને ભગવદ આજ્ઞા થઇ કે એ શ્રોતા સાવધાન છે તેનો અંગીકાર કરો અને આ માર્ગનું રહસ્ય દાન કરો.

એક દિવસે શ્રી આચાર્યજી જશોદા ઘાટે સ્નાન કરવા પધારતા હતા ત્યાં તે ઘોડા ઉપરથી ઉતરી હાથ જોડી ઉભો રહ્યો. ત્યારે શ્રી આચાર્યજીએ એ ઘોડાના ઘોડાની સરાહના કરી ગુણગાન અને સુલક્ષણના વખાણ કર્યા કે તરત જ અલીખાને કહ્યું. રાજ માહારાજ આ ઘોડો આપની ઘોડશાલે મોકલો. એ આપને કામ આવશે ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું 'તુમ જાનત હો હમ પ્રતિગ્રહ કછુ અન્યનુ કરત નાહીં' આ વચન સાંભળી અલીખાને પોતાની ઘોડશાલમાં બાંધી નિત્ય પ્રતિ આરાધના કરતો અને દર્શન કરી પોતાનું જીવન



સાફલ્ય માનતો. તે ઘોડા ઉપર કદાપી સ્વાર થતો નહી એ મહત્વ સમજતો હતો.

❦

## પ્રસંગ ૨ — સંન્યાસી–ચીદ્રુપ અને જહાંગીર બાદશાહની વાર્તા

પ્રસંગ A

ચીદ્રુપ ગામ ગુજરાતમાં અહીઆદ પરગણામાં લીલેલ વાસણા ગામે મોટ બાંધ્યું. ત્યાંથી અરંતી (ઉજ્જૈન)માં ક્ષિપ્રા નદી ઉપર ભીમરથી ગુફામાં આવી રહ્યો. સંવત ૧૬૭૪ના આસરા માસમાં જહાંગીર નૃપતિ કાશ્મીરથી આગ્રે આવ્યો અને શિકાર રમવા દાહોદના જંગલ જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં અરંતી આવ્યો ત્યારે તેના ચાકરે તે ચીદ્રુપની પ્રશંસા કરી અને ચમત્કાર બતાવે છે એ સાંભળી રાજાનું મન એ સંન્યાસીને મળવાનું થયું. ત્યાં રાજાએ સંન્યાસીને કહ્યું આપણે કંઇ ચમત્કાર છે. ત્યારે સંન્યાસીએ અંગુર મંત્રની આરાધના કરી દેખાડ્યો ત્યારે રાજા પ્રસન્ન થયો ને કહ્યું તુમ કછુ હમ પાસ માગ. ત્યારે સંન્યાસીએ કહ્યું હમ વિરક્ત સંન્યાસી, હમારે કંઇ ઇચ્છા નથી, પણ એક વાત છે જો તમો મને સત્ય વચન આપો તો હું તમારા ત્યાં હિતની વાત બતાવું. ત્યાં રાજાએ વચન આપ્યું, હું કરીશ. સંન્યાસીએ કહ્યું આડું તિલક રેશમની માલા અને પંચાયતની પુંજ આ બધા પહેરે અને તુલસીની માલા, ઉર્ધ્વપુન્ડ તિલક અને સ્વરૂપસેવા, આ કોઇ પહેરે નહીં અને કરે નહીં. આ તમારા રાજને નુકસાન છે અધર્મ છે મારે ધર્મ પ્રવર્તાવી અચલ રાજ્ય સુખેથી ભોગવો આ સત્ય વચન સંન્યાસીને ભૂપે આપ્યું. માલાતિલક મીટાવા લાગ્યો. સંવત ૧૬૭૫ના આસો સુદી દશમીના રોજે મથુરામાં સુવંકુન્ડે

ચેરો બનાવી રહેવા લાગ્યો. તે ત્યાં અવંતીમાં બે વરસ ત્રાસ આપીને મથુરામાં એક વરસ ત્રણ માસ શ્રી ગોકુલનાથજી અને સર્વ વૈષ્ણવોને ભક્તિમાર્ગનો નાશ કરવા ત્રાસ આપ્યો. ત્યારપછી મથુરાથી કાશ્મીર જહાંગીરને પત્ર ગયો કે ગોકુલનાથ માલા ઉતારત નાહી સો પત્ર કાશ્મીર પહોંચ્યો ને ત્યાંથી સમાચાર અહીં ગોકુલ સંવત ૧૬૭૭ના શ્રાવણ વદી ૮ ના રોજે શ્રીજીને ઉત્થાપને ગાદી મુરે બીરાજતા હતા તે સમયે મળ્યું. વાંચીને તરત જ આપ કાશ્મીર જવા મહુંત કઢાવ્યું. તે મહુંત નજદીક ન આવતાં સીવા સીમીત અમૃતવદી પાછલી ત્રણ ઘડી શ્રાવણ વદી ૯ ના રોજે કાશ્મીર જવા પ્રસ્થાન કર્યું".

## પ્રસંગ B જહાંગીર :

શ્રી ગોકુલનાથજી કાશ્મીર સંવત ૧૬૭૭ના શ્રાવણ વદી-૯ના પધાર્યા. ત્યાં અગીઆર દિવસ રહી માલા દિગ્વિજય કરી સોરમ પધાર્યા. એવામાં સંવત ૧૬૭૮ના ફાગન માસમાં જહાંગીર આગરે જવા નીકળ્યો. ત્યાં વચ્ચે દિલ્હી આવ્યો ત્યારે જહાંગીરે વિચાર કર્યો કે, અહીં ગુફામાં મારો કોયક રહે છે. તે ફકીર થઈ ગયો છે. તો તેને મળવા જવું જોઈએ. તે પાદશાહ ફકીર પાસે આવ્યો અને નમસ્કાર કરી ઉભો રહ્યો. ત્યારે ફકીરે કહ્યું બેઠો બેઠો તુમ આપે. ફીરી ફકીરે બાદશાહને કહ્યું તુમને શ્રી ગોકુલનાથ ગુંસાઈકો માલા છોડવાયે હે અર સોરમ ભેજે સો ઠીક નાહીં કીની, પાદશાહકું ન્યાય કરનો ચાહીએ. એક સંન્યાસી સે મુંહ લગ જાનો, ઉનકી બાત પર આકર શ્રી ગુંસાઈકું અપનો ઘર છોડવાયો સો સંન્યાસી આપકા કહાં ભલા કરેગો! એ ધર્મકી નિંદા કરત હે એ કહો કહાં કહ્યો હે! શ્રી ગોકુલનાથ ગુંસાઈ સો બડે ઈશ્વર હે કાહુકો કબહુ બુરો ચાહત હી નાહીં જો કબહું વે શ્રાપ દેવે તો સારો દેશ પ્રલય હો જાય. એક સબુમેં નયા જુની કરે. પેં એ સબકો ભલો ચાહત હે બુરો કાહુકો ચાહત નાહી. તુમને એ ઠીક નાહીં કીનો. સો પાદશાહ સુનકર



ચુપ હો ગયો ઓર પ્રશ્ચાતાપ કરને લાગ્યો. તબ પાદશાહ જહાંગીર ફકીરકી આજ્ઞા માન ઉઠ કર ચલે સો મથુરા હોતો, ગોકુલ હોતો હુઓ, આગરા નાવમેં જાત હતો. સો નાવ ગોકુલ નિકટ આઈ તબ પુછન લાગ્યો કે એ કોનસા ગામ હૈ મેરાન સાદ તબ આસફખાને કહ્યું રાજ, એ શ્રી ગોકુલનાથ ગુંસાઈકા હૈ, સો આપને સોરમ ભેજા હે સો સોરમ રહત હે, એસો. હાં હાં, તો તો વેગ બોલાવો એમ કહીને આસફખાનને કહ્યું. વહાં સીખ વેગ બોલાવો, હમ્બો વેગ પાડવો શ્રી ગોકુલનાથ ગુંસાઈ વેગ આવે આપ આપને ઘર બસે. શ્રી ગોકુલનાથજીકા ભાણેજ મધુસુદન ભટ આગરે ગયા હતા. સો આસફખાને લીખ દીઆ કે પાદશાહે તુમારી બહુત સુરત કરી હે અર કહી હે કે શ્રી ગોકુલનાથ ગુંસાઈકું વેગ બોલાવો. તાતે તુમ વેગ પધારો એમ વિનય વચન લખી મધુસુદન ભાણેજને હાથમાં આપી ને વિદાય કર્યા. મધુસુદન ભાણેજે સોરમમાં આવ્યું તે લેઈ ગયા અને શ્રીજીના હાથમાં આપ્યું. શ્રીજીએ વાંચી વિચાર કર્યો કે આગરા પાદશાહને આસીરવાદ દેવા જવું જોઈએ. ફરી બાલકોને લેઈને આપ આગરે ભૂપને આસીરવાદ દેવા પધાર્યા. પોતે રાવમુકુન્દદાસના બાગમાં ડેરો કર્યો ફરી આસફખાનને મળવા પધાર્યા. ખાન ઘણું પ્રસન્ન થયો અને જૈશ્રીકૃષ્ણ જૈકૃષ્ણ કરી કહ્યું, તુમ બહુત દુઃખ પાયે, તુમ ઈશ્વર, તુમારી કાહા કહીએ, તુમારો ધર્મ તુમારા મન ભાયો સો હુઓ. ફરી બીજે દિવસે આસફખાને પાદશાહને કહ્યું કે શ્રી ગોકુલનાથ ગુંસાઈ સોરોંથી આપકુ આસીરવાદ દેને કો આયે હે. ત્યારે ભૂપે સંકુચાઈ સોચ કરી કહ્યું કે શ્રી ગોકુલનાથ ગુંસાઈસું મેં આંખ જોડ સકતા નાહી. આપે હે તો ભલી ભઈ આપ ભીતર બહુત મનુહાર કરી પધરાય લાઓ પછી આસફખાન શ્રીજીને પાદશાહ કને લેઈ ગયા. બાદશાહ સમાચાર પુછ્યા, આઓ, આઓ, ગુંસાઈ, નીકે હો, નીકે હો, નીકી બાત ફરી કહ્યું, તુમકુ ગોકુલ હી ભલા કે સોરો ભલા. કહો એ બાત. ત્યારે

સ્વ સ્થલ આપન શ્રીજી બોલ્યા ગોરી તો રહે હે જુ તુમારે કહે પર હમારો. નીત્ય સ્થલ હે સદા શ્રી ગોકુલ ઘર ત્યારે સુખ કરીને બોલ્યો હાં હાં સત્ય કહત હો. મુંસાઇ આપ તુમારા. ગોકુલ તુમકે મુબારક હો. આપ તુમ આઓ ચમુંઝી નોબત બજાવે, તુમ ગોહીત દુઃખ પાવા, અબ મેરા એ સેવા બક્ષીઓ (માફ કરજો) ભયા હે. તુમારા મનકા ચોગ મસંચા બાબી કરીને આઝ્ને સનમાન સહીત વિદાય કર્યા.

**વચનામૃત :**

શ્રીજીએ શ્રીમુખે શ્રીગોકુલમાં પાદશાહ જહાંગીરની સનમુખતા અને સેવાની સરાહના કરી અને એ ભાગ્યવાન કહીને કહ્યું કે આસફખાન, રૂપ મુકુન્દદાસ લશ્કર ખાનની સરાહના કરી શ્રી સેવાનો અંગીકાર કર્યો અને શ્રીમુખે કહ્યું બડો ધર્માત્મા આસ્તીક હતો, તેનું દ્રષ્ટાંત, જહાંગીરે જ્યારે અજમેરમાં દેહ મુક્યો ત્યારે કોએક ભગવદીએ જહાંગીરને શ્રીનાથજીના મંદીરમાં દીઠો ત્યારે તે વાત શ્રીજીને કહી, ત્યારે ગુસ્યાંઈ શ્રીજી બોલ્યા, જહાંગીર એસો હી હતો યામેં સંદેહ કછુ નાહીં.

卐

શ્રી ગોકુલેશો વિજયતે

# શ્રી વલ્લભોજયતિ

# વ્યારાના માધવદાસભાઇ

# ભક્ત નામાવલિ

**રાગ :– વિનતિ**

શ્રી ગોકુલ ગામ ગોકુલપતિ, વહાલો પુરણ કામ
અમૃત પાઇ સિંચન કર્યાં, પધાર્યા પોતાના ધામ ૧

રૂપાંભાઇ વિરહ ગુણ આગળા, ચાલ્યાં પોતાને રંગ
પ્રિયુજીએ કરૂણા કરી, લીધાં પોતાને સંગ ૨

એહનું રૂપ જાણ્યું નહીં, એહેના ભાવ ગંભીર
સહુ પહેલી પ્રિયાને મળી, એહવી ધીરમાં ધીર ૩

વીરબાઇ વિરહ વ્યાકુલ થયાં, ગોરબાઇ લીધાં રે સાથ
ચાલો ચાલો જઇ જોઇએ, માહરા શ્રી વલ્લભનાથ ૪

એહની ધનબાઇ ધન ધન તમો, રહ્યો અંગ ન માય
સ્નેહ તણો નિર્વાહ કર્યો, જેવા શ્રી વલ્લભરાય ૫

નારગદે નેહ ગુણ આગલા, ચાલ્યા પેલે રે પાર
સાહસ કીધો હાથે કરી, પલક ન લાગી વાર ૬

મિલાપી મોહનભાઇના, ભગવદી જે રાજનગર,
મેઘજીભાઇ રે મન ધરી, જઇ બેઠા ઠાકોરદ્વાર
વિરહ વ્યાકુલ પોતે થઇ, જેવા રસિકકુમાર ૭

મોહનભાઇ સ્વરૂપ સોહામણું, પ્રિયા શું લાગ્યું રે મન
ધન કુટુંબ પરિવાર તજી, જેવા પ્રાણજીવન ૮

દામોદરદાસ જઈ મળ્યા, જોયા ગોકુલ ભૂપ
અંગોઅંગ સોહામણા, શોભા પરમ અનુપ ૯

માધવદાસ ગુણ ગેહ આગળા, ભાવ તણો રે ભંડાર
વિરહ વ્યાકુલ થઈ અને, મહેલ્યો પોતાનો પરિવાર ૧૦

ભિલાપી મોહનભાઈના, ભગવદી જે રાજારામ
વિયોગ વાહાલાજીનો સાંભળી, તતક્ષણ કીધું રે કામ ૧૧

એહનો વિયોગ અસહ્ય થયો, ચેન ન પડે રે લગાર
ખાન પાન તજી અને, મૂક્યો દેહ નિરધાર ૧૨

રાઈ ભાઈએ ખાનપાન તજ્યું, વિરહે વેધાયું રે મન
વહેલી જઈને ઉતાવળી, જોયા પ્રાણજીવન ૧૩

કનકાઈ કહે હું શું કરું, જોયા કોમલ ચરણ
અનન્યતા અંગે ભરી, બીજું સેવ્યું ન શરણ ૧૪

નાની વહુ નવરંગ ભરી, વિરહથી વ્યાકુલ મન
ક્યાંહાં જાઉં રે કોણ ઉપાય કરું, જોઉં મારું જીવન ૧૫

શ્યામદાસ કહે હું કેમ કરું, કેમ ન લાગે રે હાથ
હવે રહી અને શું જીવીએ, ચાલ્યો માહારો રે નાથ ૧૬

એમ કહીને ચાલીઆ, આવ્યા જમુના મોઝાર
રૂપ મારગે જઈ મળ્યા, જોયા જીવન આધાર ૧૭

ધનજી રાંકા ધીરજું, ધર્યાં મન ભાવ રસાલ
કહેરદાસે જઈ અને, શ્રીકંઠે ધરાવી તે માલ ૧૮

ગિરધરભાઈ ગૂઢ રસે ભર્યા, એહેના ભાવ રસાલ,
પ્રગટ પ્રભુને કરી વિનતી, અંતર ન પડે કૃપાલ. ૧૯

કાહાનાએ અમૃત કર્યું, વલ્લભ ધરી મન આશ
કામ તે પોતાનું કર્યું, પામી સુખની રે રાશ ૨૦



દેવજી ગાંધી રે ગુણે ભર્યા, વિરહજનિત જે નેહ
પ્રભુના પરિતાપથી, મૂકી પોતાની રે દેહ ૨૧

લહુજી ગાંધી રે સર્વે તજી, દુઃખ ધરી અને મન
પોતાને ભાવે જઈ અને, પામ્યા રે પરમાનંદ ૨૨

પ્રેમ પાત્ર રે રસે ભર્યાં, પ્રિય મન ગમતા રે નેહ
ગૂઢ ભાવ ગોપન કરી, ત્યાગી કરીઓ રે દેહ ૨૩

નાની ભાઈ નેહગુણ આગળી વાહાલાજીએ કરી રે સંભાળ
શ્રી મુખ જોયું જઈ અને, સમય સાધ્યો શુભ કાલ ૨૪

નીતા રતન સોહામણાં, સ્નેહ ભર્યાં મન રંગ
પ્રિય સોહાગ મદે માલ્યાં, ન ગણ્યા સંગી રે સંગ ૨૫

હરજીભાઈ હરખે ધરી, વિનતી લખી માહારાજ
હવે હમો પહાં કેમ રહું, પધારો છો માહારાં રે કાજ ૨૬

હીરા અતિ હરખે ધરી, શ્રી વલ્લભ કંઠે માલ
ગુણ ગોપ્ય તે ગોપન કરી, પ્રિયને મળી તે રસાલ ૨૭

એહેના ભાવ તે શું કહું એહની અનન્યતા અંગ
વેગે જઈ શ્રીમુખ જોયું, મહા ભાગ્યવાનને સંગ ૨૮

કાલો કીકો બેઉ ભર્યા જોયા શ્રી માહારાજ
વિરહલીલા ગુણ માનીને કીધું પોતાનું કાજ ૨૯

એ ભાવે એકત્ર થઈ કીધો સાહસ અપાર
માહાપ્રભુજીએ કરુણા કરી પામ્યા સુખ શું રે પાર ૩૦

માગજી માહા ભગવદી ભાવ તણા રે ગંભીર
ધનજી ગાંધીની ડગ થઈ માહા સુભટ એ ધીર ૩૧

કાહાનાભાઈને કરુણા કરી, કીધી પોતા સમાન
કૃપાપાત્ર જાણી અને દીધું ગૂઢ રસદાન ૩૨

જીવો જીવશું વિદાય કરી, મનશું આણી અને નેહ
પ્રિય વિયોગે તૃણવત થઈ, તતક્ષણ તજ્યો રે દેહ ૩૩

શ્યામદાસ સુગપીઓ, ધીર થઇ પતછ ધન ધન
જશોદાએ શુભતે કરી, મહેલ્યું પોતાનું રે તન ૩૪

કેડભાઇ કેડે ભરી, સ્નેહભર રસનું રે પૂર
છત તજી પ્રયાણુ કરી, એહવી એ ચાલ્યથી ચર ૩૫

કુશી મન ફુલે ભરી, ચાલ્યાં જમુનાને તીર
રૂપ મારગે જઇ અને, મન ધરી અતિ ધીર ૩૬

ઘર કુટુંબ પતિ તજી, મન માંહ્યાં ભાવ અનુપ
મગન સમય એહ જોઇ, જોયા શ્રી ગોકુલ ભૂપ ૩૭

ગંગા સુખ રૂપે ભર્યાં, સ્નેહ તણો નહીં પાર
કલ્યાણદાસે જે કૃપ કરી, તેહ કરીએ વિચાર ૩૮

પુત્ર પતિ ને ઘર તજી, ચાલ્યાં સૌભાગી સંગ
મનમાં આતુરતા ઘણી, રાચ્યાં પિયુજીને રંગ ૩૯

રામા જણ વિવિધીના, એકે ભાવે ભરી રે રસાળ
પોતાના ભાવબલે કરી, જોયા પરમ કૃપાલ ૪૦

ગુણિયા ભલા એ ભાવસું, રહેતા દિન અહો રાત
પ્રેમ પુંજ રસે ભરી, અનુભવી કૃપાનું રે પાત્ર ૪૧

રામા દે ગુરે રસે ભરી, સ્નેહી જાણુ સુજાણુ
વિપ્રયોગ વાહાલાનો થયો, મુક્યો પોતાનો પ્રાણુ ૪૨

દેવકીબાઇ દીનતાસું, પ્રભુને સમર્પ્યું રે તન
રસ પાત્ર એ રસિક શિરોમણી, ભાવ એહોના ધન્ય ધન્ય

રામબાઇ ભલા ભગવદી, માહા ભક્ત ચરણે નિવાસ
ભાવ મન માંહ્યાં ધરી, પ્રભુએ પૂરી તેહોની આશ ૪૪

વિચારીને વિદાય થઇ, ચાલ્યા ડાકોરદાર
તેમા જઇ અને જોયા – માહા રસિક પરમ ઉદાર ૪૫



રાજબાઇ રોમ રોમે ભરી, વિરહજ નિત અપાર
વાહાલાજીએ કહ્યું કરી, તતક્ષણ કીધો સત્કાર ૪૬

કાહાનદાસ માહા ભક્ત હવા, બાવિકાજ નિત જે નેહ
ભાવ તેહોના લેઇ અને, અનુભવ કીધો તે એહ ૪૭

કલ્યાણદાસ તાપીપુરા, પ્રયાણુ કીધું રે મન
વેગે જઇ શ્રીમુખ જોયું, મહેલ્યું પોતાનું રે તન ૪૮

પુંજ પ્રેમ રસે ભરી, આવી વિરહની જે રંગ
જઇ પહોંચ્યા પ્રભુ ચરણે, કીધો એહવા શું સંગ ૪૯

મોહન મનમાંહે ધર્યાં, વલ્લભ ભાવ રસાલ
લાડકી એ સંગે કરી, જોયા પરમ દયાલ ૫૦

કૃષ્ણનાથ મન દુઃખે ભરી, રોતી રાત ને દિન
વાહાલાને વિયોગે કરી, ચઢ્યું રે પોતાનું તન ૫૧

અવીશ સનમુખ થયાં, જોયા રસિક સ્વરૂપ
મન સ્નેહ ભાવે ભર્યું, અનુભવ કર્યો અનુપ ૫૨

મુકુંદદાસ ભલો ભગવદી, સ્નેહી ભર સનેહ
જઇ જમુનાજીને કરી વિનતી કરી વલ્લભ શું સ્નેહ ૫૩

જગન્નાથભાઇ જઇ અને, મનશું કર્યો રે વિચાર
હવે અહીં રહ્યા શા કાજના, એવું રસિક પરમ ઉદાર ૫૪

વિઠ્ઠલદાસે વાત્સલ્ય કરી, કીધી સેવા તે સાર
વિયોગ વહાલાનો થયો, મુક્યો સહુ પરિવાર ૫૫

રસિકભાઇ રસમારગી, રસનો કર્યો રે વિચાર
રસિકરાય જઇ જોઇયા, પામ્યા રસિક ઉદાર ૫૬

ગોકુલદાસ સ્યામદાસના, સંગી સારના સાર
ભાવબલે પોતા થકી, કીધો સાહસ અપાર ૫૭

દેવજી ગોબર વાણીને, સેવા કરી અનુપ
મહદની કૃપાએ કરી, જોયા શ્રી ગોકુલભૂપ ૫૮

વિરહની વેધી રે સુંદરી, જલદી કાઢે રે પ્રાણ
જે જેહવા ભાવે ગયાં, તેહને તેહવું રે દાન ૫૯

એહવા ભકતએ અનુભવી, બીજું જાણ્યું ન અન્ય
પ્રભુ પધારે પાસે ગયાં, ભાવ એહેના ધન્ય ધન્ય ૬૦

મહદ મારગ મહાભકતનો, જેહો ચાલ્યા ભાગ્યવાન
મહાપ્રભુજીએ કરૂણા કરી, આપ્યું મહારસ દાન ૬૧

માધવદાસ વિનતી કરે, મનોરથ ધરી મન આશ
મહાપ્રભુજીએ કરૂણા કરી, રાખ્યો ચરણ નિવાસ ૬૨

❀

શ્રી મોહનવર શ્રી ગોકુલપતિ જયતિ

# ભાગ—૨

## ઈકોતેર ભગવદીઓના પ્રસંગો

### પ્રસંગ— રૂપાંબાઇ
### ૧ ગામ પ્રાંતિજ

ગુજ્જર વાણિયા

આ રૂપાંબાઇ શ્રી ગોકુલેશજી સ્વરૂપે અવિચલ સોહાગે ભાવેપુરાં અને પ્રેમાસકત હતાં અને ભજનાનંદ વ્યસનરસે પાગ્યાં હતાં. જેહની સ્વરૂપરસેજ સ્થિતિ સ્વરૂપ રસભોગી, પ્રિય ઉપયોગી જેણે પ્રિયનો અણુમાત્ર વિપ્રયોગ સહ્યો નથી અને સમાજનાં અગ્રગણ્ય મહાન કવિરત્ન શિરોમણિ રસભકત હતા. કાવ્ય સાહિત્ય, કવિતામાં નિપૂણ હતા. તેઓએ ઘણું જ ધોળની રચના કરી શ્રી ગોકુલ, ગોવર્ધન બન્ને સ્થલ લીલાનાં છે એ દર્શાવ્યુ છે, અને પોતે શ્રીજીદ્વારમાં જ પોતાનું જીવન વ્યતિત કરેલું. એહોએ શ્રીજીને શ્રીજીદ્વારમાં વિવાહખેલનાં સાત શોભન કરી ગાઇ સંભળાવ્યાં છે, ને તે શોભન આજ પર્યન્ત વિવાહમાં ગવાય છે. તેઓ વિરહીસમાજમાં અગ્રગણ્ય પ્રથમ સૌ સમાજથી પહેલાં જઇ મહાપ્રભુજીને મળ્યા અને પ્રભુને મળવાનો આદર કરી સુચનિકા આપી છે કે સ્નેહીનું આ કર્તવ્ય છે. આ સ્નેહ માર્ગે પોતે પ્રથમ જઇને મારગ બતાવ્યો છે. એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ?

❀

ગોકુલદાસ સામદાસના, સંગી સારના સાર
ભાવજને પોતા થકી, કીધો આદર અપાર ૫૭

દેવજી ગોભર પાલીને, સેવા કરી અનુપ
મહની કૃપાએ કરી, જોયા શ્રી ગોકુલભૂપ ૫૮

વિરહની વેધી રે સુંદરી, જવદી કાઢે રે પ્રાણ
જે જેહવા ભાવે મળ્યાં, તેહને તેહવું રે દાન ૫૯

એહવા ભક્તએ અનુભવી, બીજું જાણ્યું ન અન્ય
પ્રભુ પધારે પાસે ગયાં, ભાવ એહેના ધન્ય ધન્ય ૬૦

મહદ મારગ મહાભક્તનો, જેહો ચાલ્યા ભાગ્યવાન
મહાપ્રભુજીએ કરેણા કરી, આપ્યું માહારસ દાન ૬૧

માધવદાસ વિનતી કરે, મનોરથ ધરી મન આશ
માહાપ્રભુજીએ કરૂણા કરી, રાખ્યો ચરણ નિવાસ ૬૨

☸

શ્રી મોહનવર શ્રી ગોકુલપતિ જયતિ

# ભાગ—૨

## ઇઠોતેર ભગવદીઓના પ્રસંગો

**પ્રસંગ— રૂપાંબાઇ**
**૧ ગામ પ્રાંતિજ**

ગુજ્જર વાણિયા

આ રૂપાંબાઇ શ્રી ગોકુલેશજી સ્વરૂપે અવિચલ સોહાગે ભાગ્યપુરાં અને પ્રેમાસક્ત હતાં અને ભજનાનંદ વ્યસનરસે પામ્યાં હતાં. જેહની સ્વરૂપરસેજ સ્થિતિ સ્વરૂપ રસભોગી, પ્રિય ઉપયોગી જેણે પ્રિયનો અણુમાત્ર વિપ્રયોગ સહ્યો નથી અને સમાજનાં અગ્રગણ્ય મહાન કવિરત્ન શિરોમણિ રસભક્ત હતા. કાવ્ય સાહિત્ય, કવિતામાં નિપુણ હતા. તેઓએ ઘણું જ પોતાની રચના કરી શ્રી ગોકુલ, ગોવર્ધન બન્ને સ્થલ લીલાનાં છે એ દર્શાવ્યુ છે, અને પોતે શ્રીજીદ્વારમાં જ પોતાનું જીવન અતિત કરેલું. એહોએ શ્રીજીને શ્રીજીદ્વારમાં વિવાહખેલનાં સાત શોભન કરી ગાઇ સંભળાવ્યાં છે, ને તે શોભન આજ પર્યન્ત વિવાહમાં ગવાય છે. તેઓ વિરહીસમાજમાં અગ્રગણ્ય પ્રથમ સૌ સમાજથી પહેલાં જઇ માહાપ્રભુજીને મળ્યા અને પ્રભુને મળવાનો આદર કરી સુચનિકા આપી છે કે સ્નેહીનું આ કર્તવ્ય છે. આ સ્નેહ માર્ગે પોતે પ્રથમ જાઇને મારગ બતાવ્યો છે. એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ !

☸

## પ્રસંગ ૨ — નારંગદે
### ગામ–તાપીપુરા

જાત ક્ષત્રીય

આ નારંગદે શ્રી ગોકુલમાં રહેતા હતા. એહોની સેવા તનીઓ ઘૂંટવાની અને ધોઇ વસ્ત્રો સાંધી લગાવી સિદ્ધ કરવાની હતી.

એક સમયે શ્રીજી એકાન્તે તનીઆભેર ઉભા છે. ત્યાંહાં નારંગદે શ્રીજી સનમુખ ઓટે ટેકો દઇ ઉભા છે. તે નવરંગ નવરસભર્યાં જોઇ ત્યાંહાં પ્રભુજીએ મન ગમતી વાતો કરી અદ્ભુત દાન કર્યું. પછી રસભર્યાં ઘરે આવ્યા અને મનમાંહાં હરખ શોચ કરી રહ્યા હતા અને આરતભર્યા શોચમાં રચ્યો ક્યારે પીતે કે રસભર્યાં ગોકુલરાય દેખું એમ કરતા લઘવના દ્વાર કોઇએ ખોલ્યાં એવા જ ઉતાવળા ધસમસ્યા. સીંધદ્વારે આવી ઉભાં રહ્યાં. ઘડીમાં હોમ ઘર તરફ જાય છે, ઘડીમાં જલઘરા તરફ જાય છે, વળી સીંધદ્વારે આવી ઉભા રહે. દ્વાર મંગલ છે, એવા નારંગદેને વિપ્રયોગ અવસ્થા આપી. તે આકુલ દશાએ ચેન પડ્યું નહી અને ક્યારે હવે એ પ્રભુને જઇ મળું એ આરતના કારણે દેહ અસહ્ય થઇ પડ્યો. એજ વિચારતા કે આ દેહ ક્યારે પડે અને શ્રીમુખ જોઉં, એમ આરતે વિવશ થઇ શિર પોતાનું આપી અને પ્રેમ સહાયે જઇ શ્રીમુખ જોયું. એહોના ભાવ અને ભાગ્યનું શું કહેવું ?

❁

## પ્રસંગ ૩ — વીરબાઇ
### ગામ ધાયતા

આ વીરબાઇ અનન્ય શુરવીર અને ટેકીલાં હતાં. વિરહી સમાજમાં વિરહ અવસ્થામાં રહેતાં હતાં. જ્યારે શ્રી મહાપ્રભુજીની વિષમ અવસ્થા જોઇ તેઓએ સર્વ વિષયોનો ત્યાગ કર્યો. પ્રાણ પ્રભુની



અવસ્થા જોઇ ક્લેશભર્યાં રહેવા લાગ્યાં. આ વાત પ્રભુજી આગળ કોઇએ આવી કરી. તે સાંભળી પ્રભુ ચતુરશિરોમણીએ ઉત્તર આપ્યો કે, જે પાછે કરનો ચાહીએ સો અબ કરત હે એમ શ્રી મુખે વચન કહી પોતાનું હાર્દ બતાવ્યું. એટલામાં કોઇ એક બીજાએ આવીને શ્રીજી આગળ કહ્યું કે રાજ રાજ આ ભગવદીઓ આવી આવી ઉપાધિ કરે છે અને પોતાનો મત લઇ ચાલે છે. તે વૈષ્ણવે તો ભગવદીનાં દૂષણ બતાવ્યાં. પરંતુ પ્રભુજીને તે ભૂષણ લાગ્યાં. એ વસ્તુને એ વૈષ્ણવ શું જાણે ! એવી બુદ્ધિ ક્યાંથી હોએ ? એ સુણી ચતુરશિરોમણીએ તેને પુછ્યું કે આવી આવી ઉપાધિ કરનાર કેટલા એક છે ? ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે રાજ, સો એક જણ તો હશે જ. ત્યારે શ્રીજીએ કહ્યું ના રે, એટલા ક્યાંથી હોએ, હશે બેચારેક. સગર્ભ વચને સંકેત પ્રગટ કર્યો. તે જે ઉત્તમભાવિ હતાં. જે એ વસ્તુને જાણતા હતા તેઓ સમજ્યા. બીજા શું જાણે ?

**અનુભવ (સ્વપ્ન): વીરબાઇ પ્રગટ દશાનો પ્રસંગ**

સંવત ૧૬૭૭ના આશ્વિન સુદી ૧૩ના રોજ સ્વપ્ન. શ્રીજીદ્વારે શ્રીનાથજીના મંદિરમાં મંજુસ આગલ શ્રીજી બેઠા છે અને ખવાસને આજ્ઞા કરી કે વીરબાઇને તેડી લાવ. તે આવ્યાં ત્યારે શ્રીજીએ કહ્યું, તમારે શું વિલંબ છે ! આપણે વ્રજસુંદરીઓના જુથમાં જાવું છે. એમ આજ્ઞા કરી. ત્યારે વીરબાઇએ કહ્યું, રાજ હમારે કંઇ વિલંબ નથી. ત્યારે કહ્યું કે નાહીને આવો. જાવ જલ્દી અને ગધ વચને એમ જણાવ્યું કે ગ્રીવા સત હાથે ધરજો, સુદીની છોત લાગે છે માટે રાખવી નહી; વીરબાઇ એમ બોલ્યાં, ગોવિંદ કુંડે હું નહી નાહું કારણ એ ગુરુવાળી છે, એ સુણીને કહ્યું નાહો કાંઇ જ્યાંહા, પછી શ્રીજીએ આજ્ઞા દીધી જે ગોપી તલાવડી છે ત્યાંહાં જઇને નાહો. પછી કેસરી વસ્ત્ર, સાડી, ચોલી, પહેરીને શ્રીજીને વિનંતી કરી રાજ મારી મલતીપાંતના છે તેહનું શું ? એ સુણી આજ્ઞા કરી. એ સહુને તેડીશ એક પણ રૂપાંબાઇ મોહનભાઇનો પહેલો અંગીકાર ત્યારપછી બીજા સર્વને તેડીશ નિરધાર. પ્રથમ

અનુભવ એહોને થયો છે.

પછીથી ઇચ્છાને સંમતે આવું થયું. પછી ચાલવું નિશ્ચે કર્યું. પણ શ્રી પ્રભુની આજ્ઞા નહીં હોવાથી શ્રી ગોકુળમાંહીં આ કાર્ય કરવું નહીં. પછી પોતે મથુરામાં ગોરબાઇ ભગવદીને સાથે લેઇ મથુરા ગયાં. ત્યાંહીં ગોવિંદદાસને ત્યાં ઉતર્યાં અને માધવદાસભાઇને પુછ્યું કે હવે કેવી રીતે ચાલવું. પછી એકાંતે બેસીને વિચાર કર્યો; પછી તેજ રાત્રે સ્વપ્ન થયું. એમાં પ્રભુજીએ આજ્ઞા કરી, શ્રી યમુનાજીમાં આસન બિછાવ્યું છે અને ગાદી-તકીઆ બિછાવ્યા છે. અને શોભાનો પાર નથી અને એક અત્ર ફુલના છત્રથી ટોડરફુલ સમેત સિંગાર સમેત ફુલની રચના કરી છે, અને કહે છે કે આ તમારા માટે જ છે. પછી તેઓ એ માર્ગે ચાલ્યાં અને બીજી સાથે લેઇ ચાલ્યા. આવા ઉત્તમ ભાગી ભગદીના ભાગ્યનું શું કહેવું ?



## પ્રસંગ ૪ — ગોરબાઇ, ગામ સીસાંગ

"ગોરબાઇ અતિ સુખભર્યાં સુખ યમુના કેરી રાસ. વાહાલાજીને તે અવિલોકવા ઉભાં એહોને પાસ. કરયા કરી એહો ઉપર એહોને લીધાં તે સાથ." જમુનાજીમાંહીં ઉભાં રહ્યાં, સાહી એહોનો હાથ. માધવદાસ આદિ જે વળાવવા આવ્યા હતા. ત્યાંહાં તેહોને શિક્ષા કરી કહ્યું હવે વહાં વિલંબ ન કરશો. ધનબાઇ બેની બાઇ સાથે હતાં. તેઓને કહ્યું જાવ. "વહાં વ્યાસંગ થાશે ઘણો. અલગાં કરજો ઉપાય" મોહનભાઇને કહાવીઉં, કહેજો તમો જઇને અમો ચાલ્યાં છું. આ સમયે કરજો જે ઉચિત હોય. વલતાં વિલય થઇને ચાલી. આ મહા સૌભાગ્યનું રૂપ અચલ સૌભાગ્ય ભરીઆં "સનમુખ થયાં. વાહાલાજીને કરી અંતર અનુરાગ ઉભય બોહાસથી સોહતી, એહોનો અચલ સોહાગ" જોડે થઇ હાથ



પુત્ર મોહનભાઇ મહાસાર. આ મોહન પ્રિય તણી મોહની. જેહ સ્વરૂપ સમાન, સ્ફુરિત રસ ભાવે ભરીત.

એક સમયે વીરપુરના નાગજીભાઇ ડાભાલાજે ભાગ આવેલા. તેઓ નારાયણજીભાઇને ત્યાં ઉતર્યા હતા. તે વખતે નારાયણજીભાઇના પાંચમા પુત્ર ગોકુળભાઇ અને આ મોહનભાઇ બન્ને કાકા-ભત્રીજા આંગણામાંહીં ખેલતા હતા. આ બન્ને બાળકોને જોઇને નાગજીભાઇ કહેવા લાગ્યા કે આ બન્ને બાળકો કોઇ અદ્ભુત અલૌકિક પ્રભુ ઉપયોગ અનુપ વસ્તુ છે. આ બન્ને બાળકો પ્રભુના મનોરથ પુરણ કરશે. અને પ્રભુ એહોના મનોરથ પુરણ કરશે. આમ ઉભય મનોરથ પુરણ થશે. આ નાગજીભાઇને પૂર્ણજ્ઞાન વસ્તુને યથાર્થ જાણવાનું હતું, જેથી કરીને ઓળખ્યા અને તેજ ક્ષણે સર્વને ઓળખાવ્યા અને જતન કરી સાચવવા જણાવ્યું. આ સર્વે કુટુંબ દેશ અને દેહ સબંધીઓને મુકીને શ્રી ગોકુલ આવ્યા અને વહેવાર અહીં સ્થિર રહી કર્યો અને સર્વ પ્રકારના પ્રભુના મનોરથો ને આપણા મનોરથો પુરણ કર્યા. પ્રભુજી એહોના મનોરથની ચાહ રાખતા. એહોની સેવાનું અને ગુણોનું વર્ણન લખીએ છીએ.

નિષ્ઠાવાન અને આસ્તિકતા, શીલસ્વભાવ, સુશીલ સ્વરૂપ, નૈષ્ઠિક એક સ્વરૂપે આસક્ત, અનન્ય અને સ્નેહ માર્ગે દ્રઢ પુરા. વાત્સલ્ય, પરાયણ દયા, ક્ષમા, ઉદારતા, સત્યવક્તા, સત્ય સંકલ્પ, જે જે ભગવદ્ અંગીકારના ધર્મો જોઇએ તે સર્વે ધર્મો એહોમાં જેવામાં આવતા હતા. અહં દાસત્વ સહ: સમરપયામિ નિવેદનના સર્વ ધર્મ પરિપૂરણ હતા.

**ધનસંપત્તિ :**—ધનનો ભંડાર હતો અને મન ધનનો પાર ન હતો. જેનું સર્વસ્વ સ્વકીય એજ ધન હતું એહોનો ઉદ્યમ અને દ્રવ્ય સદા પ્રભુનિયોગ અને ભગવદ્ વિનિયોગે આવતું હતું. જેણે લૌકિક જાણ્યું નથી અને લૌકિકમા પોતાનું દ્રવ્ય અણ

જોડી અને આવ્યાં જમુનાજી માંહિ જલરૂપી દ્વારે થઇ અને પહોંચ્યાં સુખધામ સનમુખ આવી પધરાવીમાં કર ઉપર કર લઇ આ રીતે શ્રીમુખ જોયુ. એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ ?

卐

## પ્રસંગ ૫ ધનબાઇ અને બ્હેનીબાઇ
### ધનબાઇ ગામ ભરૂચનાં
### બ્હેનીબાઇ ગામ ખાંભલાંના

આ ધનબાઇ બેનીબાઇ સાંચર્યાં વેમાં થઇ અને સવ નીરખાઇથી વિદાય થયાં, ભાવ એહેના અદ્ભુત. ધનબાઇ ભરૂચ ગામનાં. ખાંભલાનાં બ્હેનીબાઇ. ઉભય કૃપાપાત્ર, એ મહેતના સેવામાંહ્યાં સુખદાઇ. મહેદ કૃપા સહાયથી રહે એહે ઉદાસ, દેહનાં સુખ નવિ લહે એક પ્રભુના સુખની આશ, કેમ કરી દેહનો નિરવાહ કર્યો અને અંગના વિષયો જાણ્યા નથી અને પ્રભુના જ વિચારમાં રહેતાં. એ મથુરાથી મહેતની આજ્ઞા થઇ ફરી ગોકુલ સનમુખે ખરીક ને ઉપર ઘાટ સામું જોઇ ધન ધનબાઇ તું બ્હેની તાહારો સોહાગ સાહસનું તો શું કહું ? ધન્ય તાહારો અનુરાગ! ઘાટ ઉપર બેઉ આવીયાં મન વિચાર્યુ" જોયું શ્રી જમનાજીની ઘાટ, સ્વરૂપ આવ્યું" ભાવે આવ્યાં, આતુર થયાં, અસહ્ય પરિતાપ થયો બાંધી કાછ, બેહુ જણાં સનમુખ આવ્યાં તે આપ હોડા હોડી હાં હાં કરી પરસ્પર બોલી એ બોલ, જમનાજીમાં પેધારીઆં. કેવુ કહું એહો સમતોલ : શ્રી જમનાજીના માર્ગે જઇ શ્રી મુખ જોયું. એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ !

❁



## પ્રસંગ ૬ મેઘજીભાઇ
### ગામ ડભોઇ

મેઘજીભાઇ ડભોઇના. એહેની સ્ત્રી અમમ અને પુત્ર ધનજીભાઇ સ્વરૂપે નિરોધ. ત્યાગપૂર્વક રહેતા હતા. અને મહેદ ભાવ રાખતા હતા. અને ઉત્તમભાથી ભગવદીઓના સંગે નિશદિન રહેતા. આરત યુત નિત્ય પ્રતિ દર્શન કરતા. જ્યારે સમય અભાગનો આવ્યો ત્યારે ગોકુલથી નીકળી ગયા અને વ્યાકુલ દશાએ ડાકોરદ્વારે આવ્યા અને જલપાનનો ત્યાગ કર્યો રાત દિવસ વનમાંહ્યાં રહે, દેહ નીચોડી નાખે અને ક્યારે આ દેહનો ત્યાગ કરે ! કેવુ ઉપાય કરે ! આમ ત્યાગદશામાં રહેતા. જેમ ભૂજંગમ કાંચળી કાઢે તેમ એહેએ પોતાના દેહનો ત્યાગ કરી શ્રીમુખ જોયુ. વેગે કરી એહેનો સાચો રે સ્નેહ, એહેના ભાવ અને ભાગ્યનું શું કહેવું !

❁

## પ્રસંગ ૭ ઝવાદે-મહેતી
### ગામ વ્યારા

આ ઝવાદે મહા ઉત્કટ્ટાની અને તામસી હતાં. પ્રથમ શ્રીજીની નવમીના દિવસે મૂર્છા આવી ત્યારે સ્વકીય જુથ સર્વ સમાજ કલેશમય થયો. ત્યાંહા આ ઝવાદે મહેતી ગોપાલદાસ વ્યારાનાં સ્ત્રી મહા તામસી હતાં અને સાથે ગોરબાઇ તે વેણીભાઇની પુત્રી પણ હતાં અને દેવજી ગાંધીની સ્ત્રીનું નામ કાહાનાબાઇ પણ સાથે હતાં. આ ત્રણે ભાગ્યવાન ભગવદી ઉત્કટ્ટાની હતાં. તેઓથી આ પ્રભુજીનું દુઃખ સહન ન થયું અને પોતે વિષ પાન કરી પ્રથમ પ્રાણ પ્રભુજીથી ચાલ્યાં. આ વાત સર્વત્ર પ્રસરી. શૌર થયો પછી શ્રીજીએ શ્રી મોહનભાઇજીને બોલાવી કહ્યું, તુમ સમજાય કે સબનસું કહો મેરે કહે યહાં રહી કે એસી કોઉ મતિ કરો. યે કહીયે એ પ્રીત ધરે, એહોતામસ ભાવે પ્રભુપદ પામ્યાં.

❁

## પ્રસંગ ૮ — જીવાજી અને માનાજી

### ગામ–ધ્રોળ (સૌરાષ્ટ્ર)

આ ધ્રોળ રાજાની પાંચ રાણીઓ હતી. તેમાંથી બે રાણીઓ આ જીવાજી માનાજી. આ પાંચે ક્ષત્રિય વંશિની હતી. તેઓને પ્રભુજીએ સ્વપ્નમાં નિવેદન આપ્યું હતું. એહેની આરત સ્નેહ અને સન્મુખતા અને અનન્યતા ફૂલ, સાહસ અદ્ભુત હતું. યદ્યપિ રાણીઓ વૈભવશાળી હોવા છતાં સર્વેસ્વાદ તજી તે જે અવસ્થા વિરહની તે તે પ્રગટ થઈ સર્વાંગ સુકાયાં. એહેનો ધર્મ જોઈ રાજા મહા દુષ્ટ પણ એહેની નિકટ આવી શકતો નહતો. એહોએ પ્રથમ એક વિનતીનું પત્ર શ્રી મહાપ્રભુજીને મોકલ્યું તે પત્ર વાંચી સંભળાવ્યું પછી એ પત્ર વિનંતીનું પોતે સેવ્યાએ લેઈને પોઢ્યા છે. પછી મોહનભાઈજીને શ્રીજીએ કહ્યું છનો પ્રસાદ સાડીઓ લહેંગા ચોળીઓ મોકલો તે પહોંચતાં જે એહેની અવસ્થા બદલી અને ક્લેશભર્યાં સંવત ૧૬૯૭ના માહ વદિ બીજના આ જીવાજી અને માનાજીએ દેહ મુકી શ્રી મુખ જોયું. શ્રી ગોકુલ આવ્યાં. શ્રી ગોકુલમાં શ્રીજીને સ્વપ્ન થયું. બે કુમારિકા મેરી પાસ આય ઠાડી રહી. અરૂ કોગલકી એક દશા દેખી ૭ દિવસ પહેલાં દેહ મુકી તે પહાં દેખી શ્રીજીએ શ્રી મુખે કહ્યું છે એ સૃષ્ટિ સ્વરૂપ સમાન એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ!

## પ્રસંગ ૯ — ભાગ્યરાસ મોહનભાઈજી

### ગામ–ભરૂચ

આ મોહનભાઈજી ભરૂચના, રામજી શાહના પુત્ર નારાયણજી અને એહેના પ્રથમ પુત્ર ત્રિકમભાઈ અને એહેનાં પ્રથમ સ્ત્રીના



એક સુંદર. એવાં સુખનો પાર નહીં. તે સર્વે શ્રીનાથજીના મંદિરમાં ઉભાં છે. ત્યાંહાં મોહનભાઈ ઉભા હતા. તે સર્વે ઘેરી લીધા અને એહેના કર ગ્રહી ફરીફરી વચન કર્યાં કે, 'આ અમારા પ્રભુને કાં ચોરી રાખો છો! એ તમ માટે અહીં ચોરી રહ્યા છે, તે ક્યું રમણ સામગ્રી સર્વસિદ્ધ છે, વિલંબ એક લગાર નહીં, એના વિના હમો શું કહું! એણે આવ્યાની વાર છે.' તે સર્વે શ્રીજી ડોલ તિબારીમાંહાં બેઠા હતા. મુખ્ય સુખ એક જોઈ અને વાહાલાજીની બાથ ગ્રહી.

સ્વપ્નમાંહા રસિક શિરોમણી પધરાવ્યા લેઈ સાથ,
પેંડે હલાવને ચાલ્યા વાહાલાનો ગ્રહી હાથ.
એ સૃષ્ટિ આગલ થકી ચાલી છે આગમાંહી
આરત તેહને અસહ્ય થઈ પધરાવ્યા અહીં.
વાહાલા વિના કેમ રહી શકે, જે અનુભવી રસ રૂપ
વિપ્રયોગથી આકુલ થઈ ખોલ સાહી વ્રજ ભૂપ
આ સ્વપ્ન એકાન્તે થયું, તે વાહાલાજીને જઈ કહ્યું
કારણ એ માંહાં લઈ અને પૂછ્યું બીજીવાર એહવું સ્વપ્ન એણીપેરે,
ને વળી એણે પ્રકારે, થયું છે મોહનભાઈને તેમાંએ વિસ્તાર.
પછી એહોએ ભાવ ગોપન કરી વિચાર્યું હવે અહીં રહેવાનું કાજ
નથી, રહેશું જમુનાં તટે જ્યાંહાં હોય પોતાનો સમાજ, જમુના તટે.

એમ કહીને દામોદરદાસને સાથે લેઈને આગ્રા આવ્યા અને જેમ કોઈ ન દેખે તેમ ત્યાંહાં જઈ એકાન્તે રહ્યા અને ગૃહસ્થીને શિખામણ દીધી, અને દેહ નિર્વાહની વસ્તુનો ત્યાગ કર્યો અને કંદમૂલ લીધું અને સ્વકીય સમાજ સુધ જમુનાજી અનુકૂલ રહ્યા.

॥ સેવાની સેવા નિત કરે ગોકુળભાઈ મહાસાર ॥
॥ લૌકિક કાજ કરે સહુ વલ્લભભાઈ વહેવાર ॥
॥ હું વૈષ્ણવની સેવા કરું મહારે એહજ કાજ ॥
॥ જીવ્યા સરખું કરી અને રહેશું સરવે સમાજ ॥

કો એક સ્વામીએને પૂછ્યું, 'અપનાયત કરીને તમારો શું વિચાર તે અમને સંકેત કહો.' ત્યારે તેણે એહેને કહ્યું, **અનીત** તો કરીએ નહીં. અનીત તે જેમાં **મીસ** હોય તે. ઉત્તર તેહેનો સાંભળી તેહેનું હાર્દ લહી કંઈ ઉચ્ચાર કર્યો નહીં.

## સિધ્ધાન્ત

જે કૃતાર્થી સૃષ્ટિ છે, તે મારગે પ્રવિષ્ટ ॥
આ સૃષ્ટિ શ્રીઅંગની, એહને સ્વરૂપે અભિષ્ટ ॥ ૧ ॥
જેહને શ્રીઅંગ કરી કહ્યાં, પ્રભુજીએ કરી નિરધાર ॥
તેહને બીજું શાને રુચે, જેહને એહજ વિચાર ॥ ૨ ॥
ભાગવતે જે જે કહ્યા, પ્રાચીન ભગવદ ધર્મ ॥
તે તો ન્યારા છે ત્યાંહાંના, આંહાં તો અભિનવો મર્મ ॥ ૩ ॥
નૌતન એ પ્રાગટ્ય હતું, નૌતન મારગ એહ ॥
એ તો વહાં લગી હતું, આગળ નહીં નિસ્સંદેહ ॥ ૪ ॥

અનત મારગ નિત્ય તો, કાં કરતા અનિત્ય ॥
એ તો ઉજ્જવલ રસને હતું, એ કાંઈ ન હોએ વિહિત ॥ ૫ ॥

પ્રિય સંગમતે રહિત હોએ, સર્વ મનોરથ વ્યર્થ ॥
નિત્ય હોય તો પ્રભુ કાં કહે, જો જો એહનો રે અર્થ ॥ ૬ ॥
અંતઃકરણ પ્રબોધને, સંન્યાસ નિર્ણય જે સાર ॥
એ ભાગવતને તે જોઈ અને, કીધો એહ વિચાર ॥ ૭ ॥
સામગ્રી ઉપયોગની, જ્યાંહાં પ્રભુનો અનુરાગ ॥
અણુ ઉપયોગી જાણીને, દેહ લગી કરવો ત્યાગ. ॥ ૮ ॥



પાંત્રીસ શ્લોક પ્રભુના, તેહમાંહાં એહ સિદ્ધાન્ત ॥
પ્રીતમજીના વિયોગથી, એહજ કર્યું તે પ્રાંત ॥ ૧૦ ॥
એ સંમતનો સંમત લહી, તે પોતે એહનું સ્વરૂપ ॥
શી પેરે એ રાખે દેહને, જ્યાંહાં નહીં પોતાનો ભૂપ ॥ ૧૧ ॥

ભગવદી માધવદાસભાઈએ મથુરાથી એક પત્ર દ્વારા વીરભાઈ પહોંચ્યાના સમાચારની વધાઈ આગરે મોહનભાઈને મોકલી. મોહનભાઈએ એ પત્ર વાંચી અંગ અંગ પ્રફુલ્લ થઈ અને કહ્યું, એ સામગ્રી તમોએ મોકલી જેથી કરી તમારે પણ કારજ થશે

### ત્રણ આજ્ઞાની વિગત :

**પ્રથમ આજ્ઞા** : મોહનભાઈજીને થઈ તે સેજ્યા ઉપર એહેનો કર ગ્રહીને પોતાની મનરૂત જણાવી શી કર કરે **તે** સાહીને સેન કરી જણાવાર ને વળી આજ્ઞા વચને કરી તેહેનો કહું પ્રકાર :–

'મોહનદાસ તેં મોહેલું અહોત કરી કહી એ વચન
કહ્યું એ રાખી નહીં આપથી એમ વચન ઉચર્યા કહ્યું આણી રે મન ॥ ૧ ॥
'તેરે કર્તવ્ય જો હતો સો સબે ભયો હૈ અબ એહ ॥
આગે કર્તવ્ય કછું નાહીં એમ વચન ઉચર્યા કરી નિઃસંદેહ' ॥

**બીજી આજ્ઞા** : મોહનભાઈજીને થઈ તે 'તમો આવો હમારી પાસ તે મન માંહાં જાણી રખા કહું નિર્ધાર કરી શકયા નહીં તેણીવાર.'

**ત્રીજી આજ્ઞા** : મોહનભાઈજીને થઈ તે હું ગુલાબના સીચા ભરી અને પાહાલાજી કને લેઈ ગયો ને ગુલાબ જળ આગળ રાખ્યું. તે જોઈ પ્રભુજીએ તેનો તિરસ્કાર કર્યો, એ શાને કાજે લાવ્યા ? મારે કાજ નથી, જો તમો અહીં આવતા નથી તો મારે એનું શું કાજ ? કૃપા રીતે કરી પ્રભુજીએ આજ્ઞા આપી હવે તમો વેગે થઈ આવજો દામોદરદાસને લેઈને, ગુલાબનો અંગીકાર કર્યો નહીં એમ આજ્ઞા દીધી હું પણ એહ જ વિચારમાં હતો.

થઈ ગયા. પછી નિદ્રામાં ભક્તના વિરહકાતર મહાપ્રભુ તેમના સ્વપ્નામાં પધારી તેઓનું સમાધાન કર્યું. "તમો કોઈ વાતની ચિંતા ન કરો, હું ફિર વેગે આઉંગો. શીઘ્રજી ચેતો જલપાનને ગ્રહણ કરો, લેઇ માધવદાસના હાથમાં આપીને કહ્યું જલપાન કરો. એમ કહી પ્રભુજીએ જલ લેવડાવ્યું. એહવા કૃપાપાત્ર હતા. ભગવદીઓના સંગ વિના રહેતા ન હતા. સ્વરૂપ નૈષ્ઠિક પ્રેમે રસે પાગ્યા રહેતા હતા. એમનો સંગ મોહનભાઈ, રતનભાઈ, ભલીભાઈ, રાજભાઈ, ભક્તરાજ, સૌભાગ્યવંતાનો સંગ હતો. એહોને જ્યારે સ્વરૂપના વિયોગે જે અવસ્થા થઈ તે કોઈ બાહેર જાણે નહીં. જ્યાંહાં સુધી વીરબાઈએ મોહનભાઈજીને સમાચાર આપવાની આજ્ઞા આપેલી ત્યાંહાં સુધી પોતે પોતાની સ્થિત રાખી એ આવશ્યક કામ કરી ચાલ્યા શ્રીમુખ જોવું.

❦

પ્રસંગ ૧૨ — રાઈબાઈ

ગામ ડુંગરપુર

આ રાઈબાઈ સ્વતંત્રભાવી ભક્ત હતાં. તેઓ આ શ્રી ગોકુલેશજીનું સ્વરૂપ જોઈ પરતંત્ર થયાં. રસભાવે સ્વરૂપાસક્ત થયાં અને ગુપ્ત ભાવે ઉપાધિરહિત રસાત્મકભાવે સેવા કરી શ્રી ગોકુલ નિકટ રહ્યાં. નેત્રમાંથી જલધારા રેલાતી એ ભાવે શ્રી મુખ જોતાં.

પ્રથમ પહેલાં એકવાર સ્વપ્નામાં ગંગાજીએ આવીને વિનતી કરી કે તમો મારી વતી પ્રભુજીને વીનવો કે એકવાર કરુણા કરીને મને દર્શન આપે. પછી એકવાર સમય જોઈ પ્રાણપ્રભુ જ્યારે સેજ્યાએ બેઠા છે, ત્યાંહાં એકાન્તે રાઈબાઈએ આવીને વિનંતી કરી કે ગંગાજીએ મને કહેવડાવ્યું છે કે મને દર્શન એકવાર આપે, એમ સ્વપ્નામાં આવીને કહી ગયાં છે તો રાજ એકવાર દર્શન આપીએ એ મારી વિનંતી છે. પછી રાજને જે ઉચિત હોય તે



કરજો. [illegible] સાંભળી પ્રભુ છાના રહ્યા, કશો ઉત્તર આપ્યો નહીં. ફરી કેટલાએક દિવસે ફરી ગંગાજીએ આવીને કહ્યું કે મારી વિનતી કરો, પ્રભુ મને દર્શન આપે, ફરી રાઈબાઈએ સમય જોઈને વિનતી કરી ત્યારે પ્રભુજી પોતે રસે હસી આવ્યા ને આજ્ઞા કરી કે એ વાત કેવી રીતે બને, મારે ત્યાંહાં જવાથી સાથે સમૃદ્ધિ ઘણી આવશે. કેવી રીતે ચલાય. એ પ્રસંગ એણી પેરે ચાલ્યો. શ્રીજીની અત્યન્ત અવસ્થા માંહાં એ રાઈબાઈને શ્રી ગુંસાઈજીએ સ્વપ્નામાંહ આજ્ઞા કરી કે એક કટોરો પાણીનો ભરી અને એમાં શ્રીમુખ દેખાડો અને એક રૂપિઓ તેમાં મૂકીને બ્રાહ્મણને આપજ તો એ કલેશ શાન્ત થશે. એજ ઉપાય છે. પછી તે રાઈબાઈ જાગ્યાં અને આવીને કટોરો પીધી ભરીને એમાં રૂપીઓ મૂકીને શ્રીમુખ આગળ ધરી બ્રાહ્મણને આપ્યો. એહવાં વાત્સલ્ય અનેક પ્રકારે કર્યાં છે જેનો વિસ્તાર થાય નહીં.

સ્વરૂપના અભાવે પોતાના દેહની પૂજન અવજ્ઞા કરી તિરસ્કાર કરી જલપાનનો ત્યાગ કર્યો. સર્વે કહે કે જલ લો, તો કહે કે જલ કેમ લઉં! ચરણામૃત નથી ત્યારે તે લોકોએ ગંગાજલ ચરણામૃત માનીને આપ્યું તો તે કહે કે આ નહીં, મેં મારા પ્રભુનું જે લીધું ચરણામૃત છે તે લીધું છે. તે લાવો તો જલ લઉં, નહીં તો કોઈ બોલશો નહીં. એ અસહ્ય પરિતાપ થતાં પોતે શ્રી ચરણારવિંદે જઈ પહોંચ્યાં. શ્રીમુખ જોવું એ રાઈબાઈના ભાવનું અને ભાગ્યનું શું કહીએ!

❦

પ્રસંગ ૧૩ — કનકાદે

ગામ કપડવણજ

આ કનકાદે કૃષ્ણ પારેખનાં ક્ષત્ર થાય. વૈષ્ણવમાં શિરોમણિ. એહોના આચાર ધર્મ અનન્યતા વાત્સલ્યતા, ટેક અને સાત્વિક સુભાવે સ્વરૂપાસક્ત હતા. તેઓ રાતદિવસ પ્રભુનું સુખ જ વિચારતા.

એમેનો સંગ બીજા વૈષ્ણવોને પણ એ રસ્તે દોરે છે અને વૈષ્ણવને ઉપયોગ આવે એ શ્રીજીને ઉપયોગ આવ્યું. જેવું સ્વરૂપ દર્શન, જીવન અને દર્શન આયુષ્ય ભૂત તે દર્શનથી રસપાન કરે. એ વિપ્રયોગ જ્યારે દર્શનના અભાવે થયે તે ફ્લેશમાં શ્રી જમુનાજી ઉપર ગયાં અને ફરી પાછાં પોતાને ઘરે અકુલાય, આરતમાં આવ્યાં. ફરીને ચેન પડે નહીં, એમ બેબાકળાં આગરે ગયાં. મોહનભાઈજીની પાસે ત્યાંથી આલોચના કરી ત્યારે મંદિરે આજ્ઞા કરી જે દશ દિવસમાં જાય. તેઓને સદા પ્રભુનો સંગમ થાય એમેોને અંતરાય નથી. એ સાંભળીને ફરી પાછાં ગોકુલ પોતાને ઘરે આવ્યાં અને સોચવા લાગ્યાં કોણ પ્રકારે કરું કઈ પેરે જવા માગું એમ વિચારતાં શ્રી મુખે જે કહેવું હતું તે સાંભળ્યું. તે વચન એક સ્વરૂપ વિના સર્વ બાધક. તો સેવાની સહાયથી ! એ ધર્મ એમેોએ આચર્યો વિલંબ સહેજે સહ્યો નહિ. અને શ્રી ગોકુલચંદ્ર જઈ શ્રી મુખ જોવું એવાં ઉત્તમોત્તમ આરતી ભગવાનના ભાવ અને આગળ શું કહીએ ?

૭૭

## પ્રસંગ ૧૪ રાજારામ
## ગામ સીરંધ
(ઉત્તર પ્રદેશ)

આ રાજારામ તેઓ જાતે ક્ષત્રિય હતા. આ રાજારામને શ્રીજીએ ઉદ્ધારવાનું દાન કર્યું છે, અને એમેો રાજદ્વારે રાજ કારભારી હતા અને ઘણા રાજસી વૈભવવાળા હતા અને વહેવાર રાજસી હતો. એમેો આ શ્રી ગોકુલેશ સ્વરૂપે આસક્ત હતા. અને મહેર મોહનભાઈજીના સંગી હતા. 'લૌકિક વહેવાર વીશે ઉદાસ રહેતા હતા, લૌકિક વહેવાર કરતા પણ [સ્વરૂપે મગ્ન રહેતા. બીજું કંઈ ગમતું જ નહીં અને શ્રીમુખ જોઈ પ્રસન્ન રહેતા. એમેના સર્વ મનોરથ મહેર સંગે મોહનભાઈજી દ્વારા પુરણ કરતા.

એમેો ઉપર ભાવ રાખતા. એમેોને મળીને રહેતા. એવા કૃપાપાત્ર હતા. આ રાજારામભાઈએ શ્રીજીના જલપાન માટે સુવર્ણનો ગડુઓ અંગીકાર કરાવ્યો છે અને ચાંદીની કસેન્ડી શ્રીજીને સ્નાન કરવા માટે કરાવી છે. અને સુવર્ણના થાલે શ્રીજીને ભોજન કરાવડાવ્યું છે. આમ શ્રી અંગ ઉપયોગી મનોરથ ઘણા કર્યા છે. પોતાનું દ્રવ્ય પ્રભુ વિનિયોગ કરાવ્યું છે. અને રાજદ્વારથી દર શુક્રવારે અવકાશે ઘોડા ઉપર બેસી આખી રાત ચેડીને શ્રી ગોકુલ આવી શ્રીમુખ નીરખતા હતા, નિવેદનના જે ધર્મ જોઈએ તે સર્વે એમેોમાં હતા. આ રાજારામભાઈ સીરંધથી રાજદ્વારના કામકાજે લાહોર ગયા હતા. ત્યાંથી શ્રીજીના નિજધામ પધાર્યાના સમાચાર સાંભળ્યા. ત્યાં સાંભળતાં જ ત્યાંથી મેહને બેહોશ રહ્યા. આ સ્નેહ મારગનો પેંડો છે પ્રાણ શ્રીજી સાથે ચાલ્યા ગયા.

૭૭

## પ્રસંગ ૧૫ શ્યામદાસ સુગંધી
## ગામ–નાર પેંડોલી
(ખંભાત પાસે)

આ શ્યામદાસભાઈ તે સુરજભાઈના બાપ. જ્યારે શ્રીજી ગુજરાત પધાર્યા ત્યારે બન્ને સ્ત્રી-પુરૂષે શ્રીજીની પાસે નિવેદન લીધું. અને તરત જ શ્રીજી સાથે જ દેશનો અને કુટુંબનો ત્યાગ કરી શ્રી ગોકુલ આવ્યા. તે ફરી દેશમાં ગયા જ નહીં. અને શ્રીજી પાસે બન્ને સ્ત્રી-પુરૂષ પચનામૃતનું પાન કરતા. ઘરે લૌકાર્થ દેહનિર્વાહ કરી તરત જ પાછા શ્રીજી પાસે આવી દર્શન પાન કરતા. શ્રીજીએ શ્રીમુખે પાંત્રીસ શ્લોક કહ્યા છે તેમાં જણાવેલ છે. તે શ્લોક:– ॥ પ્રિય સંગમરહિત સર્વ મનોરથ વ્યર્થ છે. ॥ આ શ્લોક પ્રમાણે શ્રીજીના સંગમાં જ રહેતા અને પોતાનું

ધન્ય ધન્ય માનતા હતા. જ્યારે પ્રાણપ્રભુના દર્શનનો અભાવ થયો.
ત્યારે એહોને વિપ્રયોગ વ્યાપ્યો રે તે કાંઈ કહ્યો ન જાય,
સ્વરૂપ વિના એક ક્ષણ નવ રહે રે, કરે અંતે કોણ ઉપાય.
દેહ પ્રસંશા કરીએ પરહરિ રે, ભોજન રમતું કરાવ્યું,
દેહ પડે શ્રી મુખ જોયું રે, સુખ આપ્યું મન ભાવ્યું
તે માટે દેહ સંતુષ્ટ કરીને પરમ ભાવનું રૂપવસતું
શ્રી મુખ જોયું રે. શ્રી જમુનાજીમાં જઈ એણીપેરે
પોતાનું કાજ કીધું એહવા સહુની ભાગ્યવાન ભગવદીનું શું કહીએ !

## પ્રસંગ ૧૬ — ગોકુલદાસભાઈ
### ગામ લુણાવાડા

આ ગોકુલદાસ એ વ.સણ મહેતાના પુત્ર થાય. તેઓ શ્રી ગોકુલ આવી વાસ કરી રહ્યા હતા. જે લૌકિક કારજ કરે તે સહેજ જાણીને પણ અલૌકિક અંતરમાં રહે. તેઓએ લૌકિક વહેવાર્થે પણ પરદેશ કીધો અને અંતરમાં પ્રાણપ્રભુના દરશનની આરત રહે. એવામાં વિયોગની પ્રાણપ્રભુની વાત સાંભળી તે જ્યાં બેઠા હતા તે તેમજ ત્યાં બેઠા રહ્યા. તે વિયોગના કલેશે કરી તાલવું ફાટયું અને પ્રાણ ઉર્ધ્વગતિએ ઊંચા ગયા ને જે શ્વાસ ઊંચો લીધો તે નીચે ફરીને આવ્યો જ નહીં. અને ત્યાં જ બેઠા હતા પણ ત્યાં સૌ કોઈ ધસી આવ્યું ને પાસે જઈ જોયું તો તાલવામાં કાણું દીઠું. તે તાલવામાંથી મારગ કરી શ્રીજી ચરણારવિંદે જઈ મલ્યા. એહવી સ્વરૂપ વેધી વૃત્તિ એક ક્ષણ વિયોગ સહન કરી શક્યા નહીં. આ સ્નેહમાર્ગનું રૂપ દેખાડયું. એહોના ભાવ અને ભાગ્યનું શું કહીએ ?

※



## પ્રસંગ ૧૭ — નાહાની વહુ
### ગામ અમદાવાદ
(રાજનગર)

હવે નાહાની વહુ રાજનગર તણાં ઉપજાવી માહા શરવીર હતાં. તે વ્યાસ ગોવર્ધનદાસની સ્ત્રી થાય. સ્નેહ મારગના જાણકાર હતાં. તેઓ પોતાના પતિ સાથે દેશનો ત્યાગ કરી શ્રી ગોકુલમાં શ્રીજી પાસે શ્રીમુખ જોઈ રહેતા હતાં. જ્યારે શ્રીજીની અસ્વસ્થ દશાએ વિપ્રયોગે કરી અંતર બળવા લાગ્યું. તે કેમેય શાંત ન થયું તેઓ તે જ વિચાર કરવા લાગ્યાં કે ક્યારે કેવી રીતે શ્રીમુખ જઈ જોવું. તે અસહ્ય આરતે જ્વાલા પ્રગટી પ્રાણ ચાલ્યા ગયા અને શ્રી ચરણારવિંદે જઈ શ્રીમુખ જોયું. એહોના ભાવ અને ભાગ્યનું શું કહીએ !

## પ્રસંગ ૧૮ — ધનજી રાંકા
### ગામ કપડવંજ

આ ધનજી રાંકા કપડવંજ માહાજનના અગ્રગણ્ય હતા. તેઓ સ્વરૂપ પ્રભાવે અહીં શ્રી ગોકુલ સનમુખ આવ્યા. પછી સ્વરૂપે જ નિરોધ્યા, તે બીજું કાંઈ ભાવ્યું જ નથી. ફલ સાધન અનેક વિષયો મનમાં આણ્યા જ નથી. અને એક સ્વરૂપે જ આસક્ત રહેતા અને ઉત્તમ ભારી ભગવદીઓના સંગે રાત દિવસ રહેતા. એક સ્વરૂપ અને ભગવદીના મેલાપ એ વિના બીજું રુચતું જ નહીં. એવામાં સ્વરૂપનો વિપ્રયોગ વ્યાપ્યો, તે અસહ્ય થયો. તે અનેક ઉપાયે કરી શાંત ન થયો અને એ જ વિચાર રહે કે પ્રિય સંગમ વિના સર્વ વ્યર્થ. જો પ્રાણ ત્યાગે પ્રાણપ્રભુ મલતા હોય તો તે ઉપાય કરીએ એમ સોચતાં વિરહતત્ત્વે વિવશ થઈ દેહત્યાગ કરી શ્રીમુખ જોયું. એહવા ભાગ્યવાન ભગવદીના ભાવનું શું કહીએ !

**પ્રસંગ ૧૯** — **ગિરધરભાઇ**
**ગામ ભરૂચ**

આ ગિરધરભાઇ બાલ્ય અવસ્થાથી જ શ્રીજી સાનિધ્ય રહેતા હતા અને બુદ્ધિવંત સાત્વિક અને શીલ સ્વભાવી હતા. અન્ય સંબંધ રચતો હતો નહીં. એક સ્વરૂપ શ્રી ગોકુલેશજી સિવાય બીજું કંઇ જાણતા નહીં. મોહનભાઇજીના કાકાના પુત્ર થાય. આ અને ભાઇ એકબીજાનું માન ભાર, ઉપકાર રાખતા. શ્રીજી એહોનું ઘણું માન રાખતા. જ્યારે પ્રભુ ભોજન માટે ઉભી ગલીએ થઇ પધારે ત્યારે તે પેડે પોતાના હાથે સિદ્ધ કરે કે જાણે પ્રભુને ચરણારવિંદે કંકર આવે તે વિચારી સ્વચ્છ રાખતા. અને ચોક (પત્થર) રેવરાવ્યા જે પ્રભુ સુખે પધારે. પ્રભુના શ્રી અંગની વસ્તુ સંબંધ આદિ સિદ્ધ કરતા. જેથી પોતાનું દ્રવ્ય પ્રભુ ઉપયોગે આવે જ્યારે પ્રભુની અસ્વસ્થ દશા થઇ ત્યારે એકાન્તે પ્રભુને વિનતી કરી કે રાજના સ્વરૂપ સાથે જ રહું, મુને અંતરાય થાય નહીં, એહોનો ઉગ્ર ભાવ જોઇ પ્રભુએ વિનતી માની લીધી. સમાધાન સત્કાર કરી વિદાય કર્યા. 'કાહુ' ભાતિ ચિંતા મતિ કરે રે, તોકુ નાહીં અંતરાય.' પછી તે આ સ્વરૂપ થઇ અને ચિરવિરહે વિપ્રયોગનો અનુભવ કરી શ્રી ચરણારવિંદે જઇ શ્રીમુખ જોયું.

卐

**પ્રસંગ ૨૦** — **કાહાનાભાઇ**
**ગામ અંકલેશ્વર**

આ કાહાનાભાઇ ગાંધી કુટુંબનાં હતાં. એહોનાં કૃત્ય અદ્ભુત હતાં. રંચ પણ વિપ્રયોગ સહન કરી શકતાં ન હતાં. કેવલ સ્નેહ રસે પાગ્યાં રહેતાં હતાં અને રૂપ સુધારસનું નિરંતર પાન કરી અનિમેષ સાદરપણે નિરખતાં. એહવા ભાગ્યવાન જેને વિપ્રયોગ વ્યાપ્યો તે દુઃખનો પાર નહિ અને પુરૂષ થકી પહેલાં જવાનો



વિચાર શોચતાં હતાં, તે ઉકતામાં ને જેમ કે કોઇ કરિ પરોતે એમ એઓ તરફડતાં હતાં. દિવસ ગયે, રજની ના જાય, રજની ગયે દિવસના જાય, સ્થિત રાખે સ્થિત રહી ન શકે, એક સાકું જુગ સમ થવા લાગ્યો. અને અગ્નિ જ્વાલા પ્રબલ પ્રગટી. તે પોતે વિષ પાન કરી પોતાની આરત મિટાવી સદ્ય શ્રી ચરણારવિંદે જઇ શ્રીમુખ જોયું. એહોના ભાવનું શું કહીએ!

❀

**પ્રસંગ ૨૧** — **ભગવાનદાસ**
**ગામ કરેંટી**

આ ભગવાનદાસ કરેંટીના. આ ગામ પૂરવમાં આવ્યું. જાતે વણિક વૈષ્ણવ હતા, તેઓ શ્રી ગોકુલમાં વાસ કરી કુટુંબ સહિત રહેતા હતા. એઓ પ્રેમારતે એક અનન્યતાએ સ્વરૂપ સેવી હતા. દીનતા સહિત સાત્વિક અને ગાનરસે નિપુણ હતા. એહોની સુગે લાલો અને સબદ વસંત સમયે ધમારગાયે એ ભગવાનદાસની વાણી એહોનો પ્રભુજી નિર્વાહ કરતા એવા ભગવાનદાસને જ્યારે વિપ્રયોગ વ્યાપ્યો ત્યારે એહોની અસ્થિર અવસ્થા વ્યાપી અંતર બાહેર, જ્વાલા પ્રગટ થઇ તે સર્વ લૌકિક કારજ કરે પણ પોતાની અવસ્થા બહાર જણાય નહીં. જ્વાલા અસહ્ય પ્રગટી અંતરની અંતર શૂન્ય થઇ તે એક દિવસ એવી પેરે તે વિપ્રયોગનું પાન કરી શ્રીજી ચરણારવિંદે જઇ શ્રીમુખ જોયું.

❀

**પ્રસંગ ૨૨** — **દેવજી ગાંધી**
**ગામ અંકલેશ્વર**

આ દેવજી ગાંધી ગામ અંકલેશ્વરના. પોતાનો દેશ છોડી શ્રી ગોકુલ આવી રહ્યા. એઓ સર્વોત્તમના ભાવે શરણરા અને નૈષ્ઠિક

ભાવે નિપુણ અને સુજાણ હતા. એઓ શ્રી ગોકુલેશ સ્વરૂપ વિના એક ક્ષણ રહી શકતા ન હતા. જ્યારે એઓને સ્વરૂપનો વિયોગ થયો તે અસહ્ય વિપ્રયોગ વિષમ વ્યાપ્યો. તે પ્રલય સમાન પ્રચુર પ્રગટ થયો. તે અવસ્થા વર્ણવે કહેતાં બને નહીં. પણ એક ક્ષણ જાય કઠિન પડે પ્રાણવલ્લભના દર્શન વિના રહેવાયું નહીં. વળતાં શ્રી યમુનાજી જઇ શ્રીમુખ જોયું. એવા એ ભાગ્યવાન ભગવદીના ભાગ્યનું શું કહીએ !



## પ્રસંગ ૨૩ — રતનબાઇ — ગામ ભરૂચ

હવે રતનબાઇ ક્ષત્રિય જાતે હતાં. પ્રથમ તેઓ બાલ્ય અવસ્થામાં બીજે નિવેદન કર્યું હતું. વળતાં ઉત્તમના સંગે કરી શ્રી ગોકુલેશજીને શરણે આવ્યા અને વૈષ્ણવ નામ થયું. પછી પ્રથમના નિવેદનની વાસના સ્ફુરી રહી નહીં. સ્વરૂપ ભાવે સન્મુખ થયાં અને બીજું બધું ભૂલી શ્રી મુખ જોયું. જેનું પ્રાણજીવન સ્વરૂપ અને એ સ્વરૂપે જ સ્થિત કરી રહ્યાં તે સ્નેહ દશાએ પામ્યાં. તે ક્ષણ વિયોગ કેવી રીતે સહી શકે ! તેહેનાં સંગી સીતાબાઇ હતાં. તેઓ સુધે જઇ શ્રી મુખ જોયું એહેના ભાગ્યનું શું કહીએ !



## પ્રસંગ ૨૪ — સીતાબાઇ — ગામ કરેંટી

આ સીતાબાઇ કરેંટીના ભગવાનદાસની બેટી થાય. ઉત્તમભાવી વૈષ્ણવોના સંગી હતાં. એહેનો ભાવ ઉત્તમ રસઅભિલાષી હતો. સ્વરૂપના દર્શન વિના રહી શકતાં ન હતાં. ઇતર બીજું જ્ઞાન ન



હતું. એક સ્વરૂપનું જ્ઞાન સાત્વિક ભાવે દીન સહિત સુબુદ્ધિવાન હતાં અને ચોખ પારતા કેકે કરી પ્રભુને રીઝવતાં હતાં, એક સમય સુખ સેજ્યા ઉપર પાઢેલાજી બેઠા છે ત્યાં આવી સન્મુખ ઉભાં રહ્યાં. પુરવનાં એ પુષ્ટિ ભાવાએ એક પદ ગાયું જે નવીન હતું.

'આપુન બેઠે લાલ પલંગ પર હમરી વિનય કર દીનરે
પર વિનવાએ મોરે મન છિનરે'

એ પદ જ્યારે ગાયું ત્યારે પ્રાણ પ્રભુએ સત્કાર કરી પ્રસન્ન થયા અને પ્રસાદ અપાવ્યો. વિયોગે એહેને વિપ્રયોગ દારુણ અસહ્ય થયો. એહેની અવસ્થાનો વિસ્તાર થાય નહીં. અગ્નિ જેવો જેમ જ્વાલાથી લાગે તેમ એ વહાયી લાગ્યાં ને આખા સુધી જઇ પહોચ્યાં. ત્યાંહાં કાજ ન સર્યું ને વળતાં ફરી પોતાને ઘરે આવ્યાં. આરતે આવીને રતનબાઇ અને સીતાબાઇ બન્ને એક જ વસ્ત્ર પહેરું" અને ઉત્તરેશ્વરના ઘાટે એકાન્તે શ્રી જમુનાજીમાં પેઠાં પણ ઇચ્છાને અનુરોધે ત્યાહાં પણ કારજ થયું ને ફરી ક્રોધ ભર્યાં પોતાને ઘરે પાછાં આવ્યાં. પછી બન્નેએ નિશ્ચય વિચાર કર્યો. હવે વિલંબ સહન ન કરવો ને તત્ક્ષણ દેહ ત્યાગ કરી શ્રીમુખ જોવું એ નિશ્ચય કર્યો પ્રથમ રતનબાઇ ગયાં અને એક દિવસની ઓટે સીતાબાઇ પણ આ દેહ ત્યાગ કરી ગયાં. જેમ ભૂજંગ (સાપ) ને પંખ આવે, તે ઉડીને મલીયાચલ પર્વત જાય તેમ આ ભાગ્યવાન સ્વરૂપને જઇ મળ્યાં એહેના ભાગ્યનું શું કહીએ !



## પ્રસંગ ૨૫ — ગમતાદે — ગામ ભરૂચ

હવે ભરૂચનાં ગમતાદે આ ગીરધરભાઇની સ્ત્રી, ભાગ્યવાન ભાવે અને ગુણે પુરાં હતાં. અને ઉગ્રભાવી હતાં એહેનો ભાવ માહાત્મ્ય

કરતાં. એ સદ્દાગે કરીને એહેને ભાવ સહાયક થયો અને કોઈ એક દીવસ પ્રભુના વિયોગે કરી કારણવશ દેહને સ્થિત રાખ્યો, પણ સ્વરૂપ સબંધી ભક્ત તે પ્રભુ વિના કેમ રહ્યા! તે પોતે દેહ ત્યાગ કરી શ્રી ચરણારવિંદે જઈ પહોંચ્યા. એવા ભાગ્યવાન ભગવદીના ભાગ્યનું શું કહીએ ?



પ્રસંગ લહુજી ગાંધી
૩૦ ગામ અંકલેશ્વર

આ લહુજી ગાંધી અંકલેશ્વરના ઉત્તમાણી તામસી હતા. તેમોએ પોતાના કુટુંબીઓને પણ સ્વરૂપ રસે મોહિત કીધા જેઓને લૌકિક રંચ સ્વાસ્થ હતો નહીં, કેવલ પોતાનું જીવન પરમાર્થે હતું અને એક સ્વરૂપ શ્રી ગોકુલેશજીને પોતાનું તન મન ધન વિનિયોગે આપ્યું છે. શરીરનું સુખ ગણ્યું નથી. તે સ્વરૂપ વિના આ તન કેવી રીતે રાખે! એ આશ્રયભૂત સ્વરૂપ, જેની સ્વરૂપે જ સ્થિત ને સ્વરૂપ જ સર્વસ્વ જીવન ધન તે ભાગવંતી સૃષ્ટિ સ્વરૂપ નિરોધની, તેણે શરીર તુચ્છ ગણ્યું. વિપ્રયોગે વિહ્વલ થઈ જમુનાજીના પુલીને જઈ બેઠા અને પોતાનો ઉદર નિર્વાહ જમુનાજીની રેતી ખાઈ કર્યો તે રેતી તેઓને પાચન થતી હતી એહેના અંતરમાં વિપ્રયોગ અગ્નિએ ભસ્મ થતી અને અન્ન તો લેતા જ નહીં એમ વિપ્રયોગે દીવસ રયણી વ્યતીત કરતા હતા. એમ અદ્દભુત કલેશનો અનુભવ કરી મનમાંખેદ ધરી દેહ સ્થિતિનો ત્યાગ કરી શ્રીજી ચરણારવિંદે જઈ શ્રી મુખ જોયું. એહેના ભાગ્યનું શું કહેવું!





પ્રસંગ માંગજીભાઈ
૩૧ ગામ અંકલેસ્વર

આ માંગજીભાઈએ અંકલેશ્વરથી શ્રી ગોકુલમાં કુટુંબ સહિત આવી વાસ કર્યો. એઓ સ્વભાવે સાત્વિક સુશીલ અને ગોપ્ય ભાવે રહેતા હતા, અલૌકિક ભાવે સર્વ લૌકિક દેખતા અને પ્રાણપ્રભુ શું પ્રીત રાખતા. એઓને સ્વરૂપના અભાવે કો દિવસ અસહ્ય અમિત વિપ્રયોગ વ્યાપ્યો અને મિલણ મનોરથનો ઉદ્દંગ સહેવાયો નહિ. અસહ્ય તાપ જ્વાલાએ આ દેહનો ત્યાગ કર્યો અને પ્રાણપ્રભુના શ્રીમુખ જોયું.



પ્રસંગ ગોકુલદાસ
૩૨ ગામ ધાયતા

આ ગોકુલદાસ ધાયતાના લઘુવેશ ઉત્તમાણી હતા. કલ્યાણ પારેખના પુત્ર થાય. એઓ અને હીરો જાતે ભાવસાર ગામ વ્યારાના આ બન્ને ભગવદી લઘુવેશે હતા. અદ્દભુત કૃત્ય કરી આ બન્ને સાથે જ ગયા છે. જેઓએ મારગ પ્રણિત અને ગ્રંથોના મત કંઈ પ્રમાણ્યું જ નથી. એક શ્રીજીનું પાદ મૂલ પ્રમાણ્યું છે એવા ઉત્તમ ભાણી હતા.



પ્રસંગ હીરો
૩૩ ગામ વ્યારા
જાતે ભાવસાર

આ હીરાભાઈ વ્યારા ગામના જાતે ભાવસાર હતા. અને ગોકુલદાસ ધાયતા વાલાના સંગી હતા. આ બન્ને એક સાથે વિલસતા હતા. જ્યારે પ્રાણપ્રભુનો અભાવ દેખ્યો ત્યારે વિપ્રયોગે

રહ્યાં હતું, બીજું કાંઈ સમજતાં ન હતાં અને દર્શન વિના રહેતાં ન હતાં. તે દર્શનના અભાવે તે ભાન્વે, કોણુ ઉપાયે, ક્યા પ્રકારે આ દેહ ત્યાગ ને પ્રાણપ્રભુજીનું દર્શન કરૂં, એજ શોચ વિચાર કરતાં રહેતાં, પછી સ્વકીય શું મળી સંમત કીધો, શ્રી જમુનાજીના મારગે જઈ શ્રીમુખ જોઉં એહજ ઉત્તમ વાટ છે. પછી નાહી સ્વચ્છ વસ્ત્ર પહેરી, સુગંધ લગાવી, આભૂષણ પહેરી, માથે સિંદુર ભરી, મસ્તકે તેલ સુવાસિત ભરી અને કેશ ગુંથ્યા, નૈનનમાં કાજલ લગાવી તિલક કરી ચોખા ચોડયા, અને આભ્યપાને પગ પીલ્યા, ફુલનો હાર પહેરાવ્યો. આમ સુભગ સિંગાર સજી ગંગાબાઈએ નમન કર્યું. વલ્લભાજીને જોવા મનમાં હરખ અને આનંદનો પાર નથી, તે પછી સર્વ સ્વકીય શું વિદાય થયાં, ધનજી ગાંધી અને સ્યામદાસ ભાઈએ સાથે લીધા, રાત્ર પહોર દોઢ ગયે, લાડબાઈના બાગ આગલ આવી શ્રી જમુનાજીમાં આવ્યાં ગયાં, પાછલથી ધનજી ગાંધી અને સ્યામદાસ ભાઈ આવ્યા તેઓને તરવાનો અભ્યાસ હતો તેને કારણે હાથ પગ બાંધી ઉચ્છ્વાસ લેઈ શ્રી જમુનાજીના રસ્તે જઈ શ્રીમુખ જોયું, સાથે કલ્યાણદાસે પ્રવેશ કર્યો પરંતુ ઇચ્છા નહીં તે કારણે ઘરે પાછા આવ્યા. ફરી વીરબાઈની પ્રાર્થના ઉપર દાન કર્યું", ચાર જણ્યા આજ મારી પાસે આવશે, તેથી કાજલનું શ્રીમુખ જોયું !

★

## પ્રસંગ ૩૭ — કુલીબાઈ

### ગામ કાલોલ

આ કુલીબાઈ વૈષ્ણવ કાલોલમાં રહેતાં હતાં, તે શ્રી ગોકુલેશજી સ્વરૂપે લેવાઈ શ્રી ગોકુલ આવ્યાં, એક નિપુણ અને સુજાણ સ્વરૂપ રસનાં વેધી હતાં, અને ઉત્તમના સંગે રહેતાં હતા. ઉત્તમ ભાવી હતાં, મિલન મનોરથના તરંગે અંગ અંગમાં અગ્નિ પ્રજ્વલી, અને વિપ્રયોગે અગ્નિએ અંગ બળવા લાગ્યું, ત્યારે શ્રીજીએ એ અગ્નિ



ભસ્મને દૂર કરી, અને કરૂણા કરી સ્તવક: દાન કર્યું", તે ઘરમાં કામ કાજ કરતાં હતાં, તે ત્યાંથી ચોંકી ઉઠીને એ અનુભવની સુરતી કરી. તે તેમજ ઘરનાં કામકાજ અને ઘરનો ત્યાગ કરી ચાલ્યા, તે ફરી ઘરે પાછાં આવ્યાં જ નહીં અને શ્રી જમુનાજી ને વિનતી કરી એ મારગે જઈ શ્રીમુખ જોયું.

★

## પ્રસંગ ૩૮ — કલ્યાણદાસ

### ગામ (ખાંભલા)

આ કલ્યાણદાસ ખાંભલાના તેઓ વિપ્રયોગ અવસ્થાએ રહેતા હતા, અને જે જવામાં વિલંબ થયો ને પાછા આવ્યા તે અસહ્ય પરિતાપે અકુલાઈ સર્વ ત્યાગ કરી દામોદરદાસને ઘરે બેસી રહેતા અને વિનતી વીનય સહિત શ્રી ગોકુલેશજીનું નામ લેઈ ગાતાં ગાતાં અસહ્ય આરત થઈ. એ વિહ્વલ થઈ દેહનો અનુરોધ ટાલી અને સત્વ જઈ શ્રી મુખ જોઈ પોતાનો પરિતાપ ખોયો.

★

## પ્રસંગ ૩૯ — પનોતીબાઈ

### ગામ વડનગર

આ પનોતીબાઈ પ્રથમ વડનગરમાં રહેતાં હતાં, ત્યાર પછી શ્રી ગોકુલમાં આવી રહ્યાં અને શ્રીજીએ એહેની આશ પૂરી અને ભગવદીઓ સાથે પોતાનું પ્રેમ સમજી રહે, અને સુજાતી ભગવદીઓ ઉપર સ્નેહભર ભાવ રાખે, અને સ્વરૂપાનુ ભવેચ્છવ ગ્રંથનો નિત્ય પ્રતિ પાઠ કરે, અને ભાઈશ્રી ગોકુલભાઈ લખે છે કે :—"ગુહતર ભક્ત છે એહજી," એહેને થયો વિપ્રયોગ ત્યારે મનમાં દુઃખ રહેતું તે દુઃખે ઉગ ભારી એ કહેવાયેજી," સનમુખ થઈ ચાલ્યાં છે તેની વાત સાંભલે ત્યારે રહેવાયેજી." એવું એહેના મનમાંહાં રહે એ ગણુતી માંહાં જ્યારે ગીણાઈએજી, ભાગ્યવાન એવા એહેનું શું કરી સરાહીએજી.

★

## પ્રસંગ ગંગાબાઈ

## ૪૦ ગામ ભરૂચ

ગંગા તણા ગુણ ક્યાંહા લગી કહીએ રે, કહેતાં ન આવે પાર,
એહેના ભાવ તણું શું કહું રે, થાએ નહીં વિસ્તાર ॥
જેહ ભાવે દેહ ત્યાગ કર્યો રે, તે ભાવ તણો પ્રકાર ॥
અનુભવે અનુભવી મન લહેરે, વચને નહી અધિકાર"॥
વિપ્રયોગ અસહી એહેને સ્વરૂપની સુરતી કરીય ॥
તે સુરતે પ્રલય અગ્નિ થઈ રે, પ્રજાલે દેહ ફરી ફરીઅ ॥
ચેન તો પડે નહી રે, વિષમ સ્નેહ વલ્લભવરનો ॥
રોમરોમ નટશાલ થઈ રે, પામ્યો એહ દુર્લભનો ॥
ઘાયલમન ઘુમ્યું જ રહે રે, પલક કલ્પ સમજાય ॥
આરત અંતરમાંહાં રહે રે, ફરી અનુભવ કેમ થાય ॥
દામોદરદાસ તણી બેટી રે, મોહનદાસની સ્ત્રીય ॥
સકુલની સૌભાગ્યવંતી રે, ગોકુલેશ જેહને પ્રિય ॥
શ્યામદાસ કપડવંજ સાથે રે, પ્રથમ કર્યો તે સંકેત, ॥
આપણ સાથે જાઈશું રે, તમો હમો મર્યાદ સમેત," ॥
વલતાં શ્યામદાસ ચાલ્યા રે, બીજા શું થઈ એમ, ॥
એહોશું મલી શક્યા જ નહિ, વિષ્ણુ કહે ચાલ્યા વેગ ॥
તે આરતમનમાંહાં એહેને રે, હવે કેઈપેરે જાવું ॥
મેરી શામા મેરીશામા એમ કહે રે, પડખે પડખે આવું, ॥
એમ રાત્ર ઊઠી ઊઠી ઉઠે રે, રહે નહિ પલ એક, ॥
સૂતાં બેઠાં સુખ ન જાણ્યું રે, નયણે ન લાગે નિમિષ." ॥
કલ્યાણદાસ શામલાએ વિનય, કીધો તેણી વાર," ॥
તે સમય એણે કીધું રે, એહોસું જેણીવાર," ॥
તિલક કરી અને તેલ ભરીયાં રે, મસ્તક કે પરમ સુવાસ. ॥
માલા પહેરાવીને મુખમાંહાં રે, બીડું આપ્યું રહી પાસ ॥



એમ તેહેને વિદાય કરી રે, પછે સિદ્ધ થતાં તે આપ," ॥
વેગાં થઈ નિજ ઘરે આવ્યાં રે ટાલવાને પરિતાપ," ॥
કુમકુમનું નીજ તિલક કર્યું રે પત્ર બીડ્યા ત્યાંહાં એહેના, ॥
માલા પહેરી તેલ ભરીયાં રે, ધન્ય મનોરથ તેહેના, ॥
પછે કાંઈ અનુભવ થાયે છે રે, એહેને ત્યાંહાં ઘણું રે ॥
વાજીંત્ર સહિત દીવાની જ્યોત રે, શું કહું શોભાતણું અ ॥
આ દેહ તણો અંતરાય લહીરે, તુચ્છ ગણ્યો જેણે દેહ ॥
ત્યાગ કરી તતક્ષણ ચાલ્યાં રે, પામ્યાં અંતર નેહ ॥
વિધ અમૃત સમ થયું રે, અમર કર્યાં એહેનાં અંગ ॥
અભય અચલ પદ એ પામ્યાં રે, પ્રાણ પ્રભુજીને સંગ ॥

★

## પ્રસંગ રામાબાઈ

## ૪૧ ગામ ધાયતા

ધાયતાનાં રામા રસ ભરરે, સ્વરૂપ અપેક્ષિત તન ॥
ઉપયોગે જેણે દેહ ધર્યો રે, ત્યાંહાં વેધ્યાં રહે મન ॥
જેહેને ઉદર ઉત્પન્ન હવો રે, ગોકુલદાસ સુતન ॥
એહેના ભાગ્યનું શું કહું રે, જેણે કર્યો સહગમન, ॥
શ્રીમુખે અંગી કરીય કહ્યાં રે, તે કેમ રહે અંગ વિના ॥
જેણે એ સુધારસ સમોહની, શ્રીઅંગ માધુરી ચાખી, ॥
કેમ આધીન દેહ રાખ્યો રે, તે તે દિવસ અનુરોધે, ॥
અસહી થઈ દેહ ત્યાગ કર્યો રે, અનુભવ સુરતી પ્રબોધે, ॥
અસહી આરત વિના સહ્યું નાભિક રે, અનુરોધ થાવે તેમાંહાં, ॥
આરત રૂપી કૃપા પ્રગટી રે, સ્વરૂપ તે નાભિક ત્યાંહાં, ॥
એમ અચાનક આરત પ્રગટી રે, અનુભવ સુરતે ત્યાંહાંથી, ॥
જેમ ચકમક ઝરે અગ્નિ રે, પ્રગટે પાથરમાંથી, ॥
તેમ લૌકિક સેવામાં હતા રે, પ્રગટ્યો અચાનક નેહ, ॥
સદ્ય જમુનાજીને મારગે જઈ રે, તતક્ષણ મેલ્યો દેહ. ॥
એહેના ભાવ અને ભાગ્યનું શું કહીએ ...

★

## પ્રસંગ સવિરાંબાઇ

## ૪૨ ગામ બાલા સિનોર

હવે કહું છું રે સવિરાં સુબુદ્ધ રે, ભુવન જેણે સમાન ॥
જેણે શરીરપર કર્યું રે, સ્વરૂપ તણું માહા દાન ॥
સ્વરૂપારતે વિલખ્યાં તે ઘણું રે, રૂપ તે ન કહેવાય ॥
જીવતવ્ય તુણ સમ માને રે, પલક કલ્પ સમ થાય ॥
જેહને અનુભવ એહો છે, સ્વરૂપ તણો રે, તે કેમ રહે એહો વિના ॥
રાત્ર દિવસ થાતા તે નહિ રે, અનુભવને અભિલાષે, ॥
કોણુ પ્રકારે કેમ પેરેરે, કોણુ કરે તે ઉપાય, ॥
કેઇ પેરે વાહાલાજીને મલુ રે, પ્રાણુ તણુા સુખદાય, ॥
સ્વરૂપની સુરતે સુરત જુડી રે, રહ્યું ન દેહ સંધાન, ॥
દેહ ત્યાગ કર્યો તતક્ષણું રે, લહ્યું સ્વરૂપનું દાન, ॥
એવાં ભાગ્યવાન ભગવદીના ભાવનું શું કહીએ !

★

## પ્રસંગ કાહાનબાઇ

## ૪૩ ગામ કરખંડીઆ

આ કાહાનબાઇ અંગરદ ભક્ત હતાં, સ્વરૂપ વિશે અનુરક્ત હતાં, જેની સ્વરૂપે જ સ્થિતિ અને સ્વરૂપ જ સર્વસ્વ અને સ્વરૂપ જ આયુષ્યભુત હતું, તે પ્રાણપ્રભુ વિના એક ક્ષણ કેમ રહે ! એઓને જ્યારે વિપ્રયોગ અંગ અંગમાં વ્યાપ્યો તે વિપ્રયોગે કરી, વિષપાન કરી, દેહત્યાગ કરી પ્રાણવલ્લભને જઇ મલ્યાં, એહોના ભાવનું શું કહીએ !

★



## પ્રસંગ જીવોબાઇ

## ૪૪ ગામ કરખડીઆના

આ જીવોબાઇ પણ અંગવદ ભક્ત હતા. સ્વરૂપ વિશે આસક્ત હતા. એઓ સ્વરૂપ વિના ક્ષણુ રહી શકતા ન હતા. જીવરક્ષાની એક સ્વરૂપ અને પ્રાણના પ્રાણ જીવન, એહોને દીઠેજ સ્થિતિ, આણુદિઠે દેહ ત્યાગ, જ્યારે દેહત્યાગનો વિચાર કર્યો ત્યારે કોઇએ આવી એમ કહ્યું કે, પ્રાણત્યાગ કરવો એ મહાન અપરાધ છે. આ જીવોબાઇ ત્યારે એહોને કહે છે કે, જેહના અર્થે દેહ ધર્યો, તેહોના વિપ્રયોગે કરી જો દેહ રાખે તો તે મોટો અપરાધ છે, તે માટે પ્રાણપ્રભુના અભાવે જો પ્રાણ રાખે તો તે પણ અપરાધ છે માટે પોતે પ્રાણ ત્યાગ કરી શ્રીજીને જઇ મલ્યા. એહવા ભાગ્યવાન ભગવદીના ભાવનું શું કહેવું !

★

## પ્રસંગ દેવકી બેટી

## ૪૫ ગામ ભરૂચ

આ દેવકી બેટી ભરૂચના નારાયણજીભાઇના પુત્ર વેણુ ભાઇની પુત્રી. આ દાદા નારાયણજીના કુળની એ રીત છે કે, પુરાણ પુરુષ સર્વોપર એહજ શ્રી ગોકુલેશજી શું પ્રીત ધમાંને ધમાં સ્વરૂપે માતા રસભર્યાં—આ કુળની રીત છે આન રસે ઉરમાં જ નહી એક સ્વરૂપ રસે રસ મય, પ્રતિ અંગે રસ છેલ્યો જ રહે. અને નયણે વયણે કાયાએ રસ સ્નેહ ભર્યો જ રહે, એક સ્વરૂપના સુખમાં હાં જ સુખ માને, સ્વરૂપ રસે રસ ભોગી. દેહ પ્રાણ ઇન્દ્રિય એક સ્વરૂપ શ્રી ગોકુલેશજી વિશે વિનિયોગ, આ દાદા નારાયણજી કુલની આ દેવકી બેટી તે આ પ્રભુજીનો કલેશ કેવી રીતે સહન કરી શકે ! બાલ્ય અવસ્થામાંજ પ્રાણેશજીને કર સ્પર્શ્યો તે એ પ્રભુજીનો

કહેશ જોઈ, પોતાની કાયાની અગ્નિમાં તપાવી પોતાની જગ્યાએ લગાવી. તો પણ દેહ શાંતા ન થઈ દેહ પ્રજ્વલવા લાગી, તે કો એક દિવસે વિવશ થઈ પ્રાણ ત્યાગ કરી શ્રીજીને જઈ મળ્યાં. દેહ તજે ત્યારે શ્રીજી મળે તો તે વાત સુખાળી, એહેના ઉત્કંઠાપણનું શું કહીએ.

❦

## પ્રસંગ ૪૬ — રમાદેબાઈ — ગામ વ્યારા

આ રમાદે દેશ પૂર્વની સ્ત્રી થાય, અને બન્ને સ્ત્રી પુરુષ મહેદદાસ નારાયણજીના ઘરે સેવાના કાર્ય કરવા નોકર તરીકે રહેલા. કો દીવસ એમના સંગે શ્રીગોકુલ આવી રહ્યા. એહેની કાંણ વિચારી મહાપ્રભુ ઘણાં સ્નેહથી માન રાખતા હતા અને આ રમાદેબાઈને, શ્રીજીએ પોતાના શ્રી ચરણારવિંદની સેવા આપી ભેળવરાવ્યા, ને શ્રી અંગે તેલ લગાવ્યું, શ્રી ચરણારવિંદે તેલ લગાવ્યું, આ ભાગ્યવંતીને એ અનુભવ પ્રગટ સ્વામીનો તે અંતરમાં આરત અસણ થઈ અને વિવશ થઈ મન અભિલાષે મન મગ્ન થયું. અને હવે કોણ ઉપાય કરી શ્રીચરણે જઈ નિવાસ કરે. આમ સંકલ્પ શરીરનો કરી વિધ્યમાન કરી જઈ શ્રીચરણે નિવાસ કર્યો, આવા ઉત્કંઠાવાળીના ભાગ્યનું શું કહું !

※

## પ્રસંગ ૪૭ — કાહાનદાસ — ગામ કપડવણજ

આ કાહાનદાસભાઈ નાગર બ્રાહ્મણ કપડવણજ ગામના હતા. આ કાહાનદાસભાઈ શ્રી ગોકુલેશજી સ્વરૂપે આસક્ત હતા. તેઓ માલવામાં ઉજૈન ગામમાં કથા કરવા ગયા હતા.



તેઓ ત્યાં આસન માંડી કથા કહેતા હતા, તેવામાં ત્યાં શ્રી ગોકુલમાં શ્રી ગોકુલનાથજીએ લીલા કરી છે, આ સમાચાર સાંભળતાં જ પોથી આસન એમ જ મુકીને બાંધવા પણ ન રહ્યા, ને તરત જ ઉઠી ચાલવા માંડ્યા. દેહની સ્ફુરણા રહી નહીં, અને કોઈથી રાખ્યા રહે નહીં, આકુલ વિવશ થઈ ત્યાંથી સીધા કાંકરોલીએ (ગોવર્ધન) આવ્યા, અને પુછડીએ એકાન્ત સ્થળે રહ્યા, સાત દિવસ પર્યન્ત અહીં રહીને જલપાન કર્યું નહીં. પછી સ્વપ્નામાં મહાપ્રભુજીએ પ્રસાદનો દોણો જળ લઈ આપ્યું. જમ્યા ને દીધું તે લીધું. વળતાં ગામમાં અણુ સ્થળે જોઈ રહ્યા, એહેના સંગે કોઈ હતું નહીં, અને પર્વત ઉપર જઈ શ્રી ભાગવતનો પાઠ કરે, સાત્વિક ભાવે સહુથી મળીને રહેતા.

ભાગ્ય ઉદયે શ્રીજીએ આજ્ઞા કરી શ્રી બેઠકની સેવા કર, તરતજ તે શ્રી બેઠકજીની સેવા જ્યાં જમુનાજીનું ઘાટે ને સેવામાં તત્પર રહે. એમ કરતાં સ્વરૂપ રૂપે આરત વાધી, અવસ્થા બદલાઈ પછી વિકલ અવસ્થાએ પર્વત નીચે ગુફામાં બેસી અંતઃકરણ ઉદાસે રહેતા. ત્યાં કોઈ પાસે નહીં. લક્ષ સ્વરૂપ વિશે લાગ્યું, દેહ અનુસંધાન થયું, દેહાદિ ઇન્દ્રિઓનાં સર્વ સુખ સ્વાદનો ત્યાગ કર્યો. પછી શ્રીજીએ આવી દર્શન આપ્યું અને આજ્ઞા કરી એક સ્થળ દેખાડ્યું ને કહ્યું આની તું સેવા કર. તારું કામ પૂરણ થશે. પછી કો એક દિવસ તેમ કીધું. પ્રભુજીની આજ્ઞા માની, પણ સ્વરૂપ સાક્ષાત વિના સર્વે બાધક એમ થયું. પછી પાછા એ અવસ્થા ભર્યા શ્રી ગોકુલ આવ્યા અને અર્ધ રાત્રે શ્રી જમુનાજીમાં આવી ને ઉતર્યા. પણ આજ્ઞા નહીં, ઇચ્છા નહીં પછી કો એક દિવસનો વિલંબ છે એમ આજ્ઞા થઈ એ આરત સહિત ઉદાસ મને સ્થિત કરવી, વળતા મહેદના સંગ થકી મહેદ અવસ્થા થઈ. વિરહે વિવશ થઈ સ્વરૂપમય થયા અને દામોદરદાસને ઘરે રહ્યા, જ્યાં મહેદોની સતસંગની બેઠક છે. ત્યાંથી ટળ્યા જ નહીં અને સારી રાત સંપૂરણ ગાન કરે અને દીવસે ભગવદ્ વાત

કરે અને ભગવદીઆના સંગે રહે. રાત્રે ગાન કરે, આમતે અંતર દહે અને વિપ્રયોગ વ્યાપે પછી વિચાર કર્યો. સ્વરૂપ વિના સર્વ પ્રપંચ, સ્વરૂપ વિના જીવતાવ્ય ને આ દેહ વિષ સમાન છે. એહીને સ્વરૂપ મિલન શું કાજ? દેહનું કાજ નથી આમ વિચારે અદ્ભુત કૃત્ય વિના અદ્ભુત વસ્તુ હાથ આવતી નથી. વહાં તે પાત પ્રાણ પ્રભુજીએ જાણી. કૃપાનાથ દ્રવણી દ્રવ્યા. કૃત્ય આચરણ સાધન જીવનું ગણ્યું નહીં. અને પોતાનો સબંધ સિદ્ધ કીધો. દેહ નિઃસાધનતાએ સિદ્ધ કર્યો અને દર્શન દાન કરી અપનાવી લીધા અને ઘણું ઘણું સનમાન કરી શ્રીજીએ સાથે લીધા. એહીના ભાવ અને ભાગ્યનું શું કહીએ!

★

## પ્રસંગ ૪૮ — મુકુંદદાસ

### ગામ–ચોપડા

આ મુકુંદદાસ ચોપડા ગામના અગ્રગણ્ય અને વૈભવવાન જાતે વણિક હતા. તેઓએ શ્રીમદ્ ગોકુલમાં આવી વાસ કર્યો. તેઓ સ્વભાવે સાત્વિક, સુશીલ, શુદ્ધ અંતઃકરણના, અને પોતાના ગોપ ભાવે રહેતા હતા. જ્યારે પ્રાણ પ્રભુએ સહગમન કર્યું ત્યારે તેઓ વ્યાકુલ થયા અને શ્રી બેઠકજીમાં બેસી રહેતા. પ્રાણપ્રભુજીના મહોત્સવના દિવસે બેઠકમાં બેઠા હતા, તેજ વખતે તે લીલાની સુરતી આવી, દેહ અસહ્ય થયો, તરત જ તે ત્યાંથી ઉઠી જમુનાજી આવ્યા, અને આ રસ્તે જઈ વેગે શ્રીજી સન્મુખ જઈ પહોંચ્યા, અને આનંદે જઈ મલ્યા. એહીના ભાવનું શું કહીએ!

★



## પ્રસંગ ૪૯ — લાલો

### ગામ–કરેટીના

(પુરવમાંહ્ય)

આ લાલો પુરવના હતા. એહો પ્રાણ વલ્લભ શું સ્નેહ રાખતા હતા અને ભગવાનદાસના સંગી હતા. પ્રભુ પ્રાપ્તિમાં સ્નેહભાવ હતો. તેઓ પોતાના દેશમાં હતા ત્યારે કો એકે આવીને એહીને કહ્યું શ્રી ગોકુલમાં શ્રી ગોકુલનાથજીએ લીલા વિસ્તારી છે. આ સાંભળતાં જ તત્ક્ષણ ઉઠી વનમાં નીકળી ગયા અને અન્ન જળનો ત્યાગ કર્યો અને અસહ્ય પરિતાપ થયો. દારુણ અવસ્થા થઈ. દેહ ત્યાગ કરી પ્રાણ પ્રભુજીને આવી મલ્યા. આવા ઉત્તમોત્તમ આવી ભગવદીના ભાવનું શું કહેવું?

★

## પ્રસંગ ૫૦ — લખીભાઈ

### ગામ, કરેંટીના

(પુરવમાં)

આ લખીભાઈનો ભાવ અંતર ભાવરંગ ગોપ, અંતરરસ ગુઢભાવ હતો. આ ભગવદી ભગવાનદાસના સંગી હતા. ગાનરસે ગુણ પ્રગટ કરી, પ્રભુજીને રીઝવી જાણતા હતા. આ ઉત્તમભાવી ભગવદી હતા પોતાના દેશમાં હતા ત્યાં શ્રીજીના વિપ્રયોગના સમાચાર જાણ્યા. સાંભળતાં જ અસહ્ય પરિતાપ થયો. સ્નેહીની પરીક્ષા દશાએ વિરહ અગ્નિ વ્યાપ્યો. દારુણ વિપ્રયોગે કરી દેહ ત્યાગ કર્યો અને રંચ પણ વિયોગ સહી શક્યા નહીં અને આનંદે જઈ શ્રીમુખ જોયું. એવા ઉત્તમોત્તમ ભાવી ભગવદીના ભાવનું શું કહીએ!

## પ્રસંગ ૫૧ કલ્યાણ પારેખ
### ગામ–તાપીપુર

આ કલ્યાણ પારેખ ગૃહસ્થ અને સુશીલ સ્વભાવી હતા, તેઓ પોતાનું કુટુંબ અને દેહનો ત્યાગ કરી શ્રીગોકુલ આવી રહ્યા અને અંગ સેવકની નિકટ રહી સેવાપરાયણ થઇ રહેતા, અને અંગ સેવકની આજ્ઞા પ્રમાણે શ્રીજીની સેવા કરે. શ્રી અંગ માટે ઔષધિતેલ પોતે તૈયાર કરે. રાત દીવસ એ સેવામાં લાગ્યા રહે, એઓ વિપ્રયોગે અધીર થયા, તે ધીરજ રહી નહીં, જેની સ્થિતિ સ્વરૂપેજ, સ્વરૂપ અર્થેજ દેહ તે સ્વરૂપ વિના કેમ રહે ? જેને નિવેદન સાથે જ સર્વ સમર્પણ કર્યું એ પ્રભુનો વિયોગ કેમ સહી શકે ! તેઓને વિપ્રયોગ અસહ્ય આપ્યો. તે જમુનાજીએ જઇ પોતાના દેહની શાતા કરી, સ્વરૂપવેધી, સ્વરૂપે જ જેનો નિરોધ કર્યો છે, તે દેહ ત્યાગ કરી સ્વરૂપે જઇ મળ્યા. એહવા ઉત્તમ ભાવી ભગવદીઓના ભાવનું શું કહેવું ?

卐

## પ્રસંગ ૫૨ પુંજીબાઇ
### ગામ– બાલાસીનોર

આ પુંજીબાઇ બાલાસિનોર ગામ ગુજરાતનાં હતાં. અને એઓ વિપ્રયોગી ભક્ત હતાં અને બડભાગી ભાગ્યવાન સમાજનાં સંગી હતાં. તે સંગ પૂલિત થયો, એઓને જ્યારે ઉત્તમ સંગનો અને પ્રાણ પ્રભુનો અભાવ દેખાયો, તે વિપ્રયોગ અવસ્થાએ, સુર થઇ શ્રીજી સનમુખ જઇ ઉભાં રહ્યાં. રંચ વિલંબ સહ્યો નહીં. અને પ્રાણ પ્રભુને જઇ મળ્યાં. એવા ઉત્તમો ઉત્તમ ભાવી ભગવદીઓના ભાવનું અને ભાગ્યનું શું કહીએ!

卐



## પ્રસંગ ૫૩ મોહનદાસ
### ગામ રાજનગર
(અમદાવાદ)

આ મોહનદાસ અમદાવાદના હતા. અને એઓ જાતે નાગર હતા. એઓ સ્વભાવે સાત્વિક, સુશીલ, અને ઉત્તમભાવી હતા, કુલ લક્ષણ લૌકિક સરખા દીસે, પરંતુ ,અલૌકિકે અંતર આરૂઢ હતા. ભાવ ભર્યા રહેતા હતા. અંતર ગતિએ વિપ્રયોગ આરૂઢ થઇ દેહ ત્યાગ કરી શ્રીજી સનમુખ જઇ ઉભા રહ્યા એહેના ભાવનું શું કહીએ !

★

## પ્રસંગ ૫૪ લાડકીબાઇ
### ગામ–સુરત
( ગુજરાત )

આ લાડકીબાઇ સુરતના ઉદ્ધવભાઇની બેટી થય. એઓ સ્નેહ રસે પાગ્યાં, ઉન્મત્ત દશાએ રહેતાં હતાં. કુળની મર્યાદ મહેલી બંન્ને શ્રીમદ્ ગોકુલ રહેતાં, સ્વરૂપના અભાવે વિપ્રયોગ આરૂઢ પ્રભુથી મિલન મનોરથ થયો. અને વેગે તેડવો સાજ કરી ઉતાવળા તેવાજ શ્રી જમુનાજીમાં આવી ઉભાં રહ્યાં. અને દેહ ત્યાગ કરી શ્રી ચરણારવિંદે જઇ શ્રીમુખ જોયું. એહવા ઉત્તમભાવી ભગવદી હતાં.

## પ્રસંગ ૫૫ રામાબાઇ
### ગામ : સાદાગામ

આ રામાબાઇ એક ગોકુલેશજીના સ્વરૂપવિના બીજું જાણતાંજ ન હતાં. સ્વરૂપ વિરહે અભિરામ, સ્નેહ આસક્ત, સ્વરૂપનાં સંયોગી

શ્રી અગે સદા સુખદ અતીશય પ્રભુના હીતકારી. એ વિઠ્ઠલદાસભાઈ પ્રભુ શું વિલગ થઈ પ્રભુના શ્રમકાજને અર્થે ગયા ત્યાં વિપ્રયોગ અવસ્થામાંહી આવતખું સામર્થ્ય ભાવ વિવશ થઈ અનુભવ કુત બાંધ્યું દુઃખે નિત ચરિત્ર કહ્યું છે. એહવા એ વિઠ્ઠલદાસભાઈના ભાવનું શું કહું? પ્રાણપ્રભુની અસ્વસ્થ દશા જોઈ ફિરાકે એક વૈદ્ય પાસે ગયા. તેવા ત્યાં વખ્યું કે પ્રાણ પ્રભુજીએ સહગમન કર્યું છે, તે ત્યાંથી વિકલ દશાએ ઉતાઈ વિદ્વલ થયા, અને દ્રવ્ય ગુચ્છ વસ્તુગત ગયું, અન્નાદિકનો ત્યાગ કર્યો, અને ફલાહાર ઉપર રહ્યા, જેમ જલ વિના મીન રહે તેમ તરફડવા લાગ્યા, એ દશા પ્રાપ્ત થઈ, અને બોધે સેન કરવા લાગ્યા, પ્રિય મિલનના ઉભરણ કરી ભરાઈ સંપૂર્ણ શરીરમાં રોમરોમમાં અગ્નિ વ્યાપ્ત થયો. એહવી અવસ્થામાં ગોકુલભાઈની સહાયે કરી પ્રાણ ટકાવી રાખ્યા, ગોકુલમાં આવેથી ગોકુલભાઈએ પણ વિપ્રયોગે દેહ રાખ્યો છે. સર્વ દેહે અગ્નિની જ્વાળા ઉઠે છે, સ્વાસ્થ્યની અપેક્ષા જ નહી, એક સ્વરૂપ તદીય જ આગ દેહાદિ તેલ, તન્મેલ ઘૃત, અને સર્વે ઇન્દ્રિઓનો ત્યાગ કર્યો, આ સ્થિતિમાં વિપ્રયોગે ભાઈશ્રીએ સેવા ભોગ રાગ ભરી કેમ કીધી! સેવા તો સાધન રૂપ છે! તો તે કરી સાધનરૂપી સેવાએ કેમ અટક્યા! તે કહું છું સાંભળો. પ્રભુજીની આજ્ઞાનાં અભિમતે કરી સેવા કીધી, એ સેવા સર્વો પર છે સેવા સંસારમાં પ્રગટ કરવા કાજે, પોતે દેહની સ્થિતિ ટકાવી રાખી, પ્રભુની આજ્ઞા પોતાના પાદારવિંદની સેવા સ્વકીઓને સ્થાપન કરાવવા, પુષ્ટિમાર્ગનું સ્વરૂપ જણાવવા કહેવું સામર્થ્ય નથી, તે વિના જીવ કૃતાર્થ થાવે નહીં. માટે એ શ્રી ગોકુલેશજીના પાદારવિંદની સેવા દ્વારા જણાવવા માટે પોતે એહની સ્થિતિ રાખી છે. અને પોતે પ્રગટ દશામાં જે મહા ઉત્સવનું સુખ લીધું છે. તે પોતાના સ્વકીય અંતરંગને એ પ્રભુનો જશ ગ્રંથ દ્વારા પ્રગટ કરી કરતલ કમલે કરી દેખાડ્યું. જેમ આજ્ઞા દીધી તેમ પોતે કર્યું. કેવલ પરમાર્થે એ જન



નિઃસાધ્ય હિતે સેવા કીધી છે. સાધનતે કરી કીધી નથી! જેમ શ્રી આચાર્યજીએ જગત નિઃસાધ્ય સ્વરૂપ સેવા પ્રગટ કરી દેખાડીને સ્વકીઓને આપી છે, તેમ ભાઈ શ્રી ગોકુલભાઈએ શ્રી ગોકુલેશજીની આજ્ઞાથી શ્રી ચરણારવિંદની સેવા ફલરૂપ આપી છે. અને દેખાડી છે કે એ ચરણારવિંદની સેવા સાધનરૂપ નથી. એ સેવા સાધનરૂપ કેમ કહેવાય? એહજ ફલ છે. શ્રી આચાર્યજીએ સેવા માર્ગ પ્રગટ કર્યો અને ગ્રંથો દ્વારા આ પુષ્ટિ માર્ગ જણાવ્યો છે. તેજ માર્ગ ભાઈ શ્રી ગોકુલભાઈએ શુદ્ધ પુષ્ટ પુષ્ટ સ્નેહ માર્ગ સાક્ષાત જણાવ્યો છે. આ માટે એહની સ્થિતિ ટકાવી હતી. આ આજ્ઞા પૂર્ણ થયે, શ્રીજીના સુખધામમાં આવવાની આજ્ઞા થતાંજ શ્રી ચરણારવિંદે જઈ નિકટગમન કર્યું, વળતાં વિઠ્ઠલદાસભાઈને વિલંબે વિપ્રયોગ અસહ્ય થયો ને મારા મહેલની પીડિકાએ કરી દેહ ત્યાગ કરી શ્રી ચરણારવિંદે જઈ પહોંચ્યા, એ આશ્રયપ્રમુખ સૃષ્ટિમાં કહેવાય છે.

●

## પ્રસંગ ૫૯ — રસિકભાઈ
## ગામ ભરૂચ

આ રસિકભાઈ દેહ સંબંધીનો અને દેશનો ત્યાગ કરી શ્રીગોકુલ આવી રહ્યા છે, સર્વસ્વ પ્રાણ ધન શ્રી ગોકુલેશજી જેનું જીવન હતું. અને લૌકિક કાર્ય અલૌકિક સમજી કરતા લૌકિક જાણ્યું જ નથી. એક સ્વરૂપ રસે રાતા અને માતા રહેતા, સેવાએ સાવધાન રહેતા, મહેલના મનોરથ માંહી વિવિધ પ્રકારે વાત્સલ્યતા વિચારતા, પોતે નિષ્કંચન સર્વ ત્યાગ પૂર્વક રહેતા હતા. પ્રભુના વિયોગે દેહ સ્વકીયની સેવા અર્થે ટકાવી રાખી હતી અને દેહ દ્રવ્ય અને શરીરથી સ્વકીય ભગવદીની સેવા કરતા, જ્યારે વિઠ્ઠલદાસે દેહ છોડી શ્રીચરણારવિંદે જઈ પહોંચ્યા, વળતાં આ

આજ્ઞાને વિચાર કરો, ત્યારે મહેક આજ્ઞા હતી, હવે આ રહેશો અને નિકટ ગમન કરો, એ આજ્ઞા થતાંજ દેહનો ત્યાગ કરી જઇ શ્રીમુખ જોયું. એવા ઉત્તમોત્તમ આપી હતા.

૯

પ્રસંગ ૬૦

### ધનજીભાઈ
### ગામ ચોપડા

આ ધનજીભાઈ ચોપડા ગામના અને વણિક હતા, અને ગામના પ્રતિષ્ઠિત અગ્રગણ્ય હતા, તેઓ દેશ છોડી શ્રી ગોકુલ આવીને રહ્યા. સ્વભાવે આપ સુશીલ અને સાત્વિક હતા અને જ્ઞાનમાર્ગી હતા. નિત્ય પ્રતિ ગ્રંથનો પાઠ કરતા, વ્યર્થ વચનનો ઉચ્ચાર કરતા નહીં. અને જે બોલે તે સત્ય વચન બોલતા. એહો ઉપર પ્રાણ પ્રભુ ઘણો સ્નેહ રાખતા અને એહોની કાંણ રાખતા. અને શ્રીજી એહો શું ઉર વાતનો ઉત્તર કરતા, એવી અપનાયત રાખતા. જ્યારે પ્રાણ પ્રભુનો અભાવ થયો, ત્યારે એહો વિયોગે વ્યાકુલ થયા, તે અંતરના અંતરમાં બળવા લાગ્યા, તે બાહ્યાન્ય દેખાય નહીં, તે કો એક દિવસ એણીપેરે સહન કરી રહ્યા, પછી અસહનતાએ અસહ્ય વિપ્રયોગ આપ્યો, તે મધ્ય રાત્રીએ શ્રી જમુનાજીને મધ્યવર્તી સમજી શ્રી જમુનાજી અંતરંગ છે જેથી મારું કાજ થશે એમ સમજી ઉપકુલે આવી અષ્ટક છંદનો પાઠ કરી વિનય વચને વિનતી કરી, અને કુમકુમ ચંદન ચરચી, વિનતીમાં કહ્યું, તમ દ્વારા મારા પ્રભુને મેલવો, એમ કહી શ્રી જમુનાજી માર્ગે ચાલ્યા ગયા. શ્રીમુખ જોયું. માદા મહેલભાઈ શ્રી ગોકુલભાઈના ઘરે ખાનપાન કરતા હતા જેથી એ ભાવનું દાન માહાપ્રભુજીએ કહ્યું.

✱



પ્રસંગ ૬૧

### દેવજીભાઈ
### ગામ-ખાંભલા
### (સૌરાષ્ટ્ર)

આ દેવજીભાઈ ખાંભલાતણા દર્શનને ગોકુલ આવ્યા. આ પરમ અનન્ય. એક સ્વરૂપ વિના બીજું જાણતા જ નહીં, અને જંગલની સેવા કરી પોતાનો નિર્વાહ કરતા, નિત્ય પ્રતિ દર્શન વિપ્રયોગ આરત ભર્યા કરતા, કો એક દિવસ એમ વ્યતીત કરતાં વિપ્રયોગ અસહ્ય થયો અને એમ વિચારી દેહનો ત્યાગ કરે જ આ પ્રભુને પામીએ, એ આરતે દેહ ત્યાગ કરી પ્રાણ પ્રભુને જઇ મળ્યા, શ્રીમુખ જોયું.

૦

પ્રસંગ ૬૨

### ગોકુલદાસભાઇ
### ગામ કપડવણુ જ

આ ગોકુલદાસભાઇ ભાઇના સ્વામીદાસભાઇના સંગી હતા. એઓ સ્વભાવે સુશીલ સદ્પાત્ર હતા, વિશુદ્ધ ભાવી હતા, નિર્દોષ હતા. કાંઇ દોષ અણુ માત્ર હતો નહીં. એ મહેલના કૃપા હતા, કપડવણુજમાં અગ્રગણ્ય કહેવાતા હતા, જ્યારે મહેંદે સહગમન કર્યું કે તરત જ એહોના કાળજામાં વિપ્રયોગ આવ્યો હવે કેમ કરી ઉભા રહીએ! કહો કેણુ ઉપાય કરીએ! ક્યાં જઇએ! એમ સર્વ ભ્રમ નિમ થયું, તરત જ દેહ ત્યાગ કરી વેગે જઇ શ્રીમુખ જોયું.

૯

પ્રસંગ ૬૩

### રાજભાઈ
### ગામ-તાપીપુર

આ રાજભાઇ સ્નેહ માર્ગનાં નિપુણ હતાં એહોને એકજ શ્રી ગોકુલેશજી એજ ભજન હતું, બીજું કાંઇ જાણતાંજ નહીં જે પોતે પ્રગટ સ્વરૂપે અનુભવ કર્યો હતો તેની આરતે હરતી

થતાં દેહના વિકલ થઈ. એક ક્ષણ વિયોગ સહી શકતાં નહીં. એક પળ જુગ સમાન જવા લાગી. તે વિહ્વળ થઈ તરત જ દેહનો ત્યાગ કરી પોતાની આરતે શ્રી ગોકુલેશપ્રભુને પામ્યાં, એવાં ઉત્તમાતિ ભાગ્યવાન હતાં.

卐

**પ્રસંગ** **ગંગાબાઈ**
**૬૪** **ગામ ભરૂચ**

આ ગંગાબાઈ ભરૂચના નાગરભાઈની સ્ત્રી હતાં. એહોના ગુણનું વર્ણન થઈ શકે તેમ નથી. વારંવાર શ્રીમુખ જોવાની આરત અને સ્નેહ રસે ધાર્યાં રહેતાં. જ્યારે જ્યારે શ્રીજી રતનચોકમાંથી પધારે ત્યારે પોતે ચરણ સ્પર્શ કરે અને આરતી ઉતારે. ઘરે પધરાવે એવા એવા અનેક મનોરથ કરતાં પ્રાણ પ્રભુજીને ઘણું જ પ્રિય હતાં, પ્રેમ પાત્ર હતાં. સુરતમાં પોતાનું તન શ્રીજીને સમર્પ્યું હતું. અંગીકૃત સખિમાંના આ ગંગાબાઈ હતાં. તેઓ વિપ્રયોગે વિવશ થઈ વિકલતે વિહ્વળ થયાં અને ધ્યાન અવસ્થા ધારણ કરી સ્વરૂપાસક્ત ત્યાગ કર્યો. દેહનો વિલંબ રંચ સહ્યો નહીં તે જેના પ્રાણ આધાર. એહોના ભાવનું શું કહીએ!

★

**પ્રસંગ** **દાદીબાઈ**
**૬૫** **ગામ-કપડવણજ**

આ દાદીબાઈ શ્રીજીનાં કૃપાપાત્ર દાનપાત્ર હતાં, અને ભગવદી-ભાવે પુરાં એક સ્વરૂપ શું સંબંધે અને એક સ્વરૂપાસક્તે સર્વસ્વ પ્રાણપ્રભુ એહોને પ્રાણપ્રભુનો વિપ્રયોગ અંતરમાં સાલતો હતો. તે વિપ્રયોગ અસહ્ય થયો ને દેહ ત્યાગ કરી પ્રાણ પ્રભુજીને જઈ મળ્યાં. રંચ વિલંબ સહી શક્યાં નથી. એવાં ઉત્તમોત્તમ ભાવી ભગવદીયનું શું કહીએ!



**પ્રસંગ** **દેવકીબાઈ**
**૬૬** **ગામ : ગોધરા**

આ દેવકીબાઈ જમનાબાઈની બેની હતાં, જેઓ આગળ આગલામાં ભગવદી ભીખાભાઈ, જમનાબાઈ. આ બન્નેને પ્રેમ પ્રભુજીનું દાન હતું. તે દાન તેમની બેનીને પણ થયું. એઓ પ્રેમ નિપુણ શુભ મતિનાં હતાં, એહોનો વિપ્રયોગ વાર્તામાં વર્ણવાય નહીં. અંતરમાં દાઝ રહે એ દાઝે વશ થયાં અને એ શ્રી ગોકુલેશજીનું સ્વરૂપ ઉરમાં આવે કે નખશિખ સુધી જ્વાલા પ્રગટી અને વિકલતે વિહ્વળ થઈ રહે સ્વરૂપાસક્તે દેહનો ત્યાગ કરી વિલંબ રંચ સહ્યો નહીં તે જેના પ્રાણ આધાર. એહોના ભાવનું શું કહીએ!

*

**પ્રસંગ** **રૂડો પટેલ**
**૬૭** **ગામ-ભરૂચ**

આ રૂડાભાઈ દાદા નારાયણજી ભરૂચવાળાને ત્યાંહાં નોકર ચાકરોનો સારથી હતો. જે મારગનું કામકાજ હોય તે સહુ એ કરતો હતો. શ્રી ગોકુલના સમાચાર મારગના લેઈ જવાનું, લાવવાનું કામ એ કરતો હતો. એહોની સેવા જોઈ પ્રાણપ્રભુ એહો ઉપર પ્રસન્ન રહેતા, અને શ્રીજી શ્રી અંગની તેલ લગાવવાની સેવા એહોને આપતા. આવા શુદ્ધ ભાવી જોઈ દાદાજીનો સહુ પરિવાર એહો ઉપર ભાવ રાખતા, વાલાજી પણ હાંસી ટોક એહોસું કરતા. અભાગ્ય વશ પ્રાણ પ્રભુથી અંતરાય થયો તે વિરહ અસહ્ય થયો, અંતરમાં એહોનું નેહ હતો, અને મુખ થકી પ્રાણ પ્રભુ શ્રી ગોકુલેશજીના નામનો ઉચ્ચાર કર્યા કરતા. કે એક દીવસ એણી પેરે રહ્યા, પણ અનુભવ અસહ્ય થયો. તે સુરતે અંતર બળવા લાગ્યું, તેજ ક્ષણ વિલંબ કર્યા વિના આ દેહ ત્યાગ કરી પ્રાણ-પ્રભુજીને જઈ મળ્યા. શ્રી ચરણારવિંદે જઈ સેવા કીધી. એહોના ભાવનું શું કહેવું?

## પ્રસંગ ૬૮ — હીરાદેબાઇ
### ગામ-તાપીપુર

આ હીરાદેબાઇ તે હીરાભાઇ તણી સ્ત્રી, સુબુદ્ધ અને સુલક્ષણ હતી. તેઓ દરશનની આરતે પ્રાણ પ્રભુ પાસે બેસી રહે, જે દીવસથી વિયોગ થયો તે દિવસથી વિપ્રયોગે વિવશ થયાં, તડફડતા જેમ જલ વિના મીન તડફે તેમ તરફડવા લાગ્યાં. તે એ પ્રાણ પ્રભુ વિના આ શરીરને કેવી રીતે રાખે? તો તે વખતાં આ દેહનો ત્યાગ કરી, પ્રાણ પ્રભુને જઇ મલ્યાં. શ્રી મુખ જોયું, ત્યારે શાતા થઇ. એવો ઉત્તમાતી ભાગ્યવાનના ભાવનું શું કહીએ?

❀

## પ્રસંગ ૬૯ — કાહાનદાસભાઇ
### ગામ-કપડવણજ

આ કાહાનદાસભાઇ એક સ્વરૂપ વિષે આસક્ત હતા, જ્યારે પ્રાણ પ્રભુનો વિયોગ થયો, તે વિયોગે કરી ઉરમાંહી શુલ ચાલ્યા કરે, તે થકી પોતે વિરક્ત ભાવે રહે, બીજું કાંઇ રુચે જ નાહી. દેહ ત્યાગ કરવાની ઇચ્છાએ એ ભાગ્યવાન પરીકમાં જઇ અને રણછોડદાર ત્યાં પાંચ દીવસ પર્યન્ત જલ પાન કર્યું નહીં, અંગમાં જ્વાલા પ્રગટી, પણ ઇચ્છા વશ કાજ થયું નહીં. ફરી ત્યાં થકી પાછા શ્રી ગોકુલ આવ્યા. એમ જવાનો ઉપમ કર્યો, જેથી વિલંબ જવામાં થયો વગતાં આજ્ઞાને ઉદ્દેસે દેહ ત્યાગ કરી, શ્રીજીના ચરણારવિંદે જઇ પહોંચ્યા, એવા એ ભાગ્યવાનના ભાવનું શું કહીએ!

★



## પ્રસંગ ૭૦ — અજબાઈ
### ગામ ખંભાલીઆ (સૌરાષ્ટ્ર)

આ અજબાઇ ગામ ખંભાલીઆ તણાં હતાં અને સ્વરૂપ નૈષ્ઠિક પરમ ગુનગ્રાહુ હતાં સ્વરૂપ વિના એકક્ષણ રહે નહીં. દરશનની આશાએ સન્મુખ બેસી રહેતાં તેઓ શ્રીજીના દરશનના અભાવે, વિપ્રયોગે વિહવલ થયાં, વ્યાકુલ થઇને કહેવા લાગ્યાં કે, ક્યાં જાઉં, કોણ ઉપાય કરું, આમ તેમ વ્યાકુલ થઇ ફરવા લાગ્યાં, પણ કોઇ ઉદ્યમ હાથ આવે નહીં, હવે કોણ પ્રકારે કહીએરે મલેરે મહારો નાથ, એમ કરી દેહ નીચોવવા લાગ્યાં, એમ કરતાં એ અવસ્થાએ શ્રી જમુનાજી ઉપર આવ્યાં, દેહ ત્યાગ કર્યો તત્ક્ષણ અને આનંદે શ્રીજી પાસે જઇ શ્રી મુખ જોયું. એવો ઉત્તમોત્તમ ભાવી ભગવદીના ભાવનું શું કહેવું!

❋

## પ્રસંગ ૭૧ — ગોવર્ધનદાસ
### ગામ : અમદાવાદ (રાજનગર)

આ ગોવર્ધનદાસ અમદાવાદના હતા, અને નાગર હતા. એઓએ શ્રી મહાપ્રભુજી પાસે નિવેદન લીધું છે તેઓ ત્યારથી જ એક સ્વરૂપે આસક્ત થયા, જેવું સ્વરૂપ જ સંજીવન મલ, તેઓ કોએક દિવસ લૌકિકમાંહી રહી જેમ વનહિ અરગે ભર્યો, તેમ એ કારજ લૌકિકમાં સયું નહીં પછી ભાગ ઉદયે શ્રીજીએ સુરતી કરી. તે દિવસથી સર્વ મેહેલી અહીં શ્રીગોકુલ આવ્યા જેમ કન્યા

**પ્રસંગ ૭૩ — બહેનીબાઈ જ્ઞાતે બાગ઼ંવ ગામ-( ભરૂચના )**

આ બહેનીબાઈ મોહા ભાગ્યવાન ભગવદી હતાં. ભાવનો ભંડાર હતો. એ ભાવ બલે કરી સ્વરૂપની સન્મુખ મન રહેતું. ઇચ્છાબલે શ્રીમુખ જોવા આરત વાધી, તે મન હાથ ન રહ્યું મિલન રસે મન વેધાયું, વલતો વિચાર કર્યો, મહેદ મારગે મુદીત થઈ સદા. સહગમન કર્યું અને સ્વરૂપ સન્મુખ જઈ પહોંચ્યાં, શ્રીમુખ જોઈ પોતાની આરત ખોઈ.

★

**પ્રસંગ ૭૪ — કુલબાઇ ગામ-ભરૂચ**

આ કુલબાઈ મહેદ કુલ ભરૂચ દાદાજીના ગામનાં હતાં. એઓએ પોતાનું તન અને મન એક શ્રી ગોકુલેશજીને સમર્પ્યું. એહેનું મન ઊંચું હતું અને સાત્વિકતાએ નીચી દ્રષ્ટિએ દીન થઈ રહેતાં હતા. જ્યારે એહેને અંગે વિપ્રયોગ વ્યાપ્યો ત્યારે કાલજામાં પેઠો તે પેઠોજ રહ્યો, તે વિપ્રયોગે કરી બે દીવસ સહન કરી રહ્યાં. વલતા મહેદ મારગે મન દઈ ચાલ્યાં, સનમુખ થઈ પ્રાણ પ્રભુના ચરણ કમલે પહોંચ્યાં. ॥

❂



**પ્રસંગ ૭૫ — માધવદાસભાઇ ગામ-વ્યારા**

આ માધવદાસભાઈ જાતે કાયસ્થ હતા, અને ગ્રહસ્થાશ્રમે નિપુણ હતા, પણ ઉદાસ ચિત્તે રહેતા હતા. તેઓ સ્વભાવે સુશીલ, સાત્વિક અને દીનતા યુત રહેતા હતા. ઉત્તમ ભગવદીઓનો સંગ કરતા અને જે ભગવદી કહે તે પ્રમાણ માનતા. આવા વિશ્વાસપાત્ર હત અને મહેદના ધર્મના અનુકરણે રહેતા. ખાનપાન પણ એવી જાતિ કરતા. જેમ મહેદ પ્રસન્ન રહે તેમ મહેદની આજ્ઞા પ્રમાણે રહેતા. સાધન ફલ એહોને એહજ. મહેદ આજ્ઞા પછી સર્વે સમાજ પોતાની મલતીપાંતનો અભાવ દેખી, કોક દિવસ દેહ રાખી પછી સહ્યું ન થયું, પછી વિચાર્યું કે આ દેહ રાખું શા કાજને, કોના ઉપયોગ માટે, એમ વિચારી અસહ્ય પરિતાપે આરત વાધી, તે ઉત્તમ મારગે, ઉત્તમ ભાવે ઉત્તમ ફુલ કીધું. ઉત્તમની કણિ કરી પ્રભુજીએ દરશન આપ્યું, અને ચરણકમલે આશ પુરણ કીધી એહોના ભાગ્યનું શું કહીએ !

⁂

## પ્રસંગ ૭૬ રતનભાભી
### ગામ-ભરૂચ

આ રતનભાભી ભાઈજીવલ્લ અને તુલસીભાઈ ભગવદીની શ્રી આપ. તેઓ દાદાજીના પરિવારનાં હતાં, એહોનું વરણુ સ્વરૂપ રસે, સ્વરૂપ સાધન, અને સ્વરૂપ જ ફલ. એહોનું લક્ષ અંતરમાં એહક સ્વરૂપમાં. બાહાજ જણાય નહીં. મહેદ ભગવદીઓ એહો ઉપર એહોની સેવાકૃત્ય જોઈ સર્વે સ્નેહ રાખતા, પોતાનું તન, મન, પ્રાણ સમેત, ભગવદ ભોગાર્થે અર્પણ કર્યું. પોતે સૌભાગ્યના મદે તામસભાવે રહેતાં હતાં. પ્રિય ભોગાર્થ વસ્તુ સિદ્ધ કરી સુધારી તૈયાર કરે, શ્રી અંગની વસ્તુ, અરગજા સુગંધ લગાવવાની સેવામાં પ્રાપ્ત રહેતાં, તેલ સેન્યાએ શ્રી અંગે તેલ લગાવતાં હતાં, વાત્સલ્ય વિનય પુર્વક વિવિધ પ્રકારનાં કરે જેમ પ્રભુ સુખ પામે, પ્રભુજી એહો ઉપર સદા પ્રસન્ન રહે તે મેળ્યા રસનાં અનુભવી સુપાત્ર ભાગ્યવાન હતાં. એ સ્વરૂપનાં વિયોગે કરી આ દેહનો તિરસ્કાર કરી નિચોડી નાખ્યો. આ દેહ ક્યારે એ સેવા સંજોગ થાય પલ પલ પ્રલય સમ જાય. વિષમ વિરહ વ્યાપ્યો અંગ બળવા લાગ્યુ કાલજામાં અગ્નિ અસહ્ય થયો. જેમ તપી કઢાઈ તેલે ભરી હોય, તેમાં વસ્તુ નાખે ફડ ફડે છે તેમ તેઓની દેહ તરફડવા લાગી. ખાનપાન, વૈભવ, ગૃહ, કાજ, દેહ સુખ, સ્વકીયની વાત માત્ર પ્રણીત પ્રભુની આપી સેવા એ સર્વે અરૂચ થઈ સાક્ષાત સ્વરૂપ સંબંધ વિના સર્વે બાધક, રાત્ર દીવસ નિંદ નહીં. હવે ક્યાંહાં જઈએ? કેવી રીતે મલીએ! એમ વિચારતાં દેહ ત્યાગ કરી જઈ શ્રી મુખ જેયું. અને સેવાના મનોરથ પૂરણ કર્યાં, એહવા ભાગ્યવાન ભગવદીના ભાવનું શું કહીએ?



## પ્રસંગ ૭૭ ગોપાલદાસ બહેઇ
### ગામ-બેરૂઆ (ગુજરાત)

આ ગોપાલદાસભાઈ પોતાના દેશ થકી અહીં આવીને ગોકુલ વાસ કર્યો અને શ્રીજીની સેવામાં નિકટ રહ્યા. પ્રભુજીના પરની વાડેલ્લી, રથ, પાલખીમાં જે સુતારનું કામ હતું તે તેઓ કરતા હતા. કોઈનો દ્વેષ મનમાં લાવતા ન હતા, પ્રભુ સદા એહો ઉપર પ્રસન્ન રહેતા, અને ભગવદીઓ પણ એહોની સેવા જોઈને એહો ઉપર પ્રસન્ન રહેતા, અને શ્રીજીની સેન્યા નિકટ સંપુરણ રાત બેસી રહેતા. પ્રભુ લઘુશંકાને રાત્રે ઉઠે ત્યારે એહો શું પુછે, સમયનું અનુમાન નક્ષત્ર જોઈ અને સર્વ કહે, એહો શું પ્રભુજી વાતો કરે. રાત સંપુરણ જાગે. વલતાં વિપ્રયોગે વશ થઈ કો દીન દેહ રાખ્યો વિપ્રયોગ દુઃખ દારૂણ અસહ્ય થયો કહેવાનો પાર નહીં. એ વિપ્રયોગે દેહ મૂક્યો અને શ્રીજી ચરણારવિંદે જઈ પહોંચ્યા. એહવા ભાગ્યવાન ભગવદીનું શું કહેવું!

## પ્રસંગ ૭૮ કાહાનાબાઈ
### ગામ ખાંભલા

આ કાહાનાબાઈ, મહેતી જવારે વ્યારાવાલાં તથા ગોરબાઈનાં સંગી હતાં. તેઓ બંન્ને પ્રથમ માહા પ્રભુજીની દસ્મી અવસ્થા જોઈ મુર્છા આવી ત્યારે તે જોઈ તરત જ પોતે શ્રીજીના ચરણારવિંદે જઈ પહોંચ્યા છે એહો સંગીના સંગનો નિર્વાહ કરી જાણતાં હતાં અને શ્રીજીનાં પૂર્ણ કૃપાપાત્ર હતાં. મહેદ મારગનો આશ્રય લેઈ શ્રી મુખ જેયું.

## ઈઠોતરે ભગવદીઓના પ્રસંગો

શ્રી ગોકુલેશજીનું પ્રાગટ્ય સંવત ૧૬૦૮ ના માગસર સુદી સાતમ, અને શ્રી ગોકુલેશજી નિજધામ પધાર્યા સંવત ૧૬૯૭ ના માહ વદી ૯ ના રોજ નેવ્યાસી (૮૯) વરસ ભૂતલમાં લીલા કરી અનેક પ્રકારનાં વચનામૃતો દ્વારા રસપાન કરાવી નિજધામ પધાર્યા. પછી વિરહે જે ભાગ્યવાન ભગવદીઓએ પોતાના ભાવ બલે કરી સાથે ચાલ્યા છે તેઓના ભાવનું વર્ણન આ ગ્રંથમાં આપેલું છે. એ નિત્ય ભગવદીઓએ સાંભળવો અને પાઠ કરવો ઉચિત છે એટલા માટે કે જે શ્રી મહાપ્રભુજીને પોતાનો જશ થકી ભગવદી ભક્તજનોનો જશ ઘણોજ પ્રિય છે માટે મનન કરવું જોઈએ એજ વિનંતી છે. [redacted]